અનુવાદ — અતુલ સવાણી

## પ્રકાશકો તરફથી

લેનિન લિખિત 'કહેવાતો બજારોનો સવાલ' નામક આ કૃતિનો અનુવાદ સોવિયેત સંઘના સામ્યવાદી પક્ષની સેંટ્રલ કમિટીની માર્ક્સવાદ-લેનિનવાદ ઈન્સ્ટિટ્યુટે તૈયાર કરેલ લેનિનની સંગૃહીત કૃતિઓની પાંચમી રશિયન આવૃત્તિના પહેલા ગ્રંથમાં પ્રકાશિત વાચના અનુસાર કરવામાં આવ્યો છે.



સોવિયેત સંઘમાં મુદ્રિત

$Л\frac{10102-239}{014(01)-83}335-83$

0101020000

અનુક્રમણિકા

૧

**રશિયામાં લોકસમુદાયો ગરીબ છે અને હજી વધારે ગરીબ બનતા જાય છે ત્યારે મૂડીવાદ વિકસી શકે અને પરિપૂર્ણ વિકાસ સાધી શકે ખરો?** મૂડીવાદના વિકાસ માટે વિસ્તૃત આંતરિક બજાર ચોક્કસ જરૂરી હોય છે, પરંતુ કિસાનપ્રજાની પાયમાલી એ બજારને નબળું બનાવે છે અને તેને સાવ બંધ કરાવી દેવાનું તથા મૂડીવાદી વ્યવસ્થાની સંઘટનાને અશક્ય બનાવી દેવાનું જોખમ ઊભું કરે છે. ખરું કહેવામાં આવે છે કે મૂડીવાદ આપણા સીધા ઉત્પાદકોના પ્રાકૃતિક અર્થતંત્રનું રૂપાંતર પણ્ય અર્થતંત્રમાં કરીને પોતાને માટે બજારનું સર્જન કરે છે, પરંતુ ધારણા શક્ય છે ખરી કે ગરીબીમાં સબડતા કિસાનોના પ્રાકૃતિક અર્થતંત્રના કંગાલ અવશેષો આપણા દેશમાં જબરદસ્ત મૂડીવાદી ઉત્પાદનનો, પશ્ચિમમાં જોવા મળે છે એવા ઉત્પાદનનો, આધાર બની શકે? શું વાત સાફ નથી કે લોકસમુદાયો ગરીબીમાં સબડતા હોવાની એક હકીકત આપણા મૂડીવાદને કશુંક નાકૌવત અને બિનપાયેદાર, દેશના સમગ્ર ઉત્પાદનને આવરી લેવા તથા આપણા સામાજિક અર્થતંત્રનો **આધાર** બનવા અશક્ત, બનાવી દે છે?

આપણા સાહિત્યમાં રૂસી માર્ક્સવાદીઓની વિરુદ્ધ એવા સવાલો સતત રજૂ કરવામાં આવે છે, માર્ક્સનો સિદ્ધાંત રશિયાને લાગુ કરવાની શક્યતા સામે કરવામાં આવતી મુખ્ય દલીલોમાંની એક બજારની ગેરહાજરીની છે. પ્રાસંગિક ઉલ્લેખ કરીએ કે **'બજારોનો સવાલ'**[1] નામે નિબંધનું, જેની છણાવટ અમે હમણાં કરવાના છીએ તેનું, લક્ષ્ય એ દલીલનું ખંડન કરવાનું છે.

૨

નિબંધના લેખકનો* મુખ્ય આધાર "મૂડીવાદી ઉત્પાદનના સામાન્ય અને એકચક્રી વર્ચસ્વ"ની ધારણાનો છે. તેણે એવા આધારથી શરૂ કરીને 'મૂડી'ના

---

* ક્રાસિન, ગેર્માન બોરિસોવિચ — સં.

બીજા ગ્રંથના ૨૧મા પ્રકરણના (ભાગ ૩—'એકંદર સામાજિક મૂડીનું પુનરુત્પાદન અને પરિચલન') વિષયવસ્તુનું વિવરણ કર્યું છે.

તેમાં માર્ક્સ પરીક્ષણ શરૂ કરે છે કે સામાજિક ઉત્પાદન, પેદાશનો જે હિસ્સો કામદારો અને મૂડીદારોની વ્યક્તિગત જરૂરિયાતો સંતોષવાની કામગીરી બજાવતો હોય તેને, અને જે હિસ્સો ઉત્પાદક મૂડીનાં તત્ત્વો બની રહેતો હોય તેને, ફરી પાછો કેવી રીતે સ્થાપે છે. એટલે, પહેલા ગ્રંથમાં, **વિશિષ્ટ** મૂડીના ઉત્પાદન અને પુનરુત્પાદનનું પરીક્ષણ મૂડી અને પેદાશનાં ઘટકોના મૂલ્ય અનુસાર તેમના પૃથક્કરણ—['મૂડી'ના પહેલા ગ્રંથમાં બતાવવામાં આવ્યું છે તેમ પેદાશનું મૂલ્ય c (સ્થાયી મૂડી*) +v (અસ્થાયી મૂડી**) +s (વધારાનું મૂલ્ય***)નું બનેલું હોય છે]—પૂરતું મર્યાદિત રાખી શકાયું, પરંતુ તેમાં પેદાશને તેનાં ભૌતિક ઘટકોમાં વિભાજિત કરવી પડે કેમ કે પેદાશનો જે હિસ્સો મૂડીનાં તત્ત્વોનો બનેલો હોય તેનો ઉપયોગ વ્યક્તિગત વપરાશ માટે ન થઈ શકે, અને એ વાત ઊલટા ક્રમમાં પણ લાગુ થાય છે. માર્ક્સ એ બાબતને લક્ષમાં રાખીને એકંદર સામાજિક ઉત્પાદનને—અને એટલે એકંદર સામાજિક પેદાશને—બે વિભાગોમાં વહેંચી નાખે છે: ૧) ઉત્પાદનનાં સાધનોનું ઉત્પાદન, એટલે કે ઉત્પાદક મૂડીનાં તત્ત્વોનું—માત્ર ઉત્પાદક વપરાશ માટે જ કામ લાગે એવાં પણ્યોનું****—ઉત્પાદન; અને ૨) વપરાશનાં સાધનોનું ઉત્પાદન, એટલે કે કામદાર વર્ગ તથા મૂડીદાર વર્ગના વ્યક્તિગત વપરાશ માટે કામ લાગે એવાં પણ્યોનું ઉત્પાદન.

પરીક્ષણ નીચેના કોષ્ટક ઉપર આધારિત છે [અરબી આંકડા મૂલ્યના એકમો બતાવે છે—દાખલા તરીકે મિલિયનોમાં રૂબલ; રોમન આંકડા સામાજિક ઉત્પાદનના ઉપરોક્ત વિભાગો બતાવે છે. વધારાના મૂલ્યનો દર એકસો ટકાનો લેવામાં આવ્યો છે]:

$$\begin{array}{l} \text{I } 4{,}000c + 1{,}000v + 1{,}000s = 6{,}000 \\ \text{II } 2{,}000c + 500v + 500s = 3{,}000 \end{array} \left\{ \begin{array}{l} \text{Capital} = 7{,}500 \\ \text{Product} = 9{,}000 \end{array} \right\},$$

---

* *Constant capital.*

** *Variable capital.*

*** *Surplus-value.*

**** પણ્ય એટલે વેચવાની ચીજ *(commodity)*.

આપણે એમ ધારીને શરૂ કરીએ કે સાદા પુનરુત્પાદનનું પરીક્ષણ કરી રહ્યા છીએ, અર્થાત્ ધારી લઈએ કે ઉત્પાદન વિસ્તરતું નથી પરંતુ કાયમને માટે અગાઉના પાયા ઉપર જ રહે છે; તેનો અર્થ એવો થયો કે મૂડીદારો બધું વધારાનું મૂલ્ય અનુત્પાદક રીતે વાપરી નાખે છે, સંચય માટે નહિ પરંતુ પોતાની વ્યક્તિગત જરૂરિયાતો માટે વાપરે છે. એવા સંજોગોમાં પહેલી તો એ વાત સાફ છે કે II 500v અને II 500s નો વપરાશ મૂડીદારો અને કામદારો તરફથી એ જ II વિભાગમાં થવો જોઈએ કેમ કે એ પેદાશ વ્યક્તિગત જરૂરિયાતો સંતોષવા માટેનાં વપરાશનાં સાધનોના રૂપમાં અસ્તિત્વમાં હોય છે. વધુમાં, I 4,000 cનો વપરાશ તેના કુદરતી રૂપમાં મૂડીદારો તરફથી એ જ I વિભાગમાં થવો જોઈએ કેમ કે ઉત્પાદનનો પાયો અપરિવર્તિત રહેતો હોવાની શરત આગામી વર્ષ દરમિયાન ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદન માટે એ જ મૂડી જાળવી રાખવાનો તકાદો કરે છે; એટલે મૂડીના એ હિસ્સાને ફરી પાછો સ્થાપવામાં પણ કશી મુશ્કેલી ઊભી નથી થતી. ઉત્પાદનનાં સાધનોનું ઉત્પાદન કરતા મૂડીદારો કોલસા, લોઢું, યંત્રો, વગેરેના કુદરતી રૂપમાં અસ્તિત્વ ધરાવતા પેદાશના તદનુરૂપ હિસ્સાનો વિનિમય માંહોમાંહે કરી લેશે અને એ હિસ્સો તેમને માટે અગાઉની જેમ જ સ્થાયી મૂડીની કામગીરી બજાવશે. એ રીતે, $I\,(v+s)$ અને $II\,c$ બાકી રહે છે. $I\,1{,}000\,v+I\,1{,}000\,s$ ઉત્પાદનનાં સાધનોના રૂપમાં અને $II\,2{,}000\,c$ વપરાશનાં સાધનોના રૂપમાં અસ્તિત્વ ધરાવતી પેદાશો છે. I વિભાગમાં (સાદા પુનરુત્પાદનના, એટલે કે વધારાનું મૂલ્ય પૂરેપૂરું વાપરવાના, સંજોગોમાં) કામદારો તથા મૂડીદારોને 2,000ના [1,000 (v) + 1,000 (s)ના] મૂલ્યનાં વપરાશનાં સાધનો વાપરવાં પડે. અગાઉના પાયા ઉપર ઉત્પાદન ચાલુ રાખી શકવા માટે II વિભાગમાં મૂડીદારોને પોતાની સ્થાયી મૂડી (2,000 II c) ફરી સ્થાપવાના આશયે 2,000ની હદે ઉત્પાદનનાં સાધનો મેળવવાં પડે. તેમાંથી સાફ જણાય છે કે $Iv+Is$નો વિનિમય $IIc$ જોડે કરવો પડે કેમ કે એમ ન કરવામાં આવે તો અગાઉના પાયા ઉપર ઉત્પાદન અશક્ય બની રહે. સાદા પુનરુત્પાદન માટેની શરત એવી છે કે I વિભાગની અસ્થાયી મૂડી અને વધારાના મૂલ્યનો સરવાળો II વિભાગની સ્થાયી મૂડી જેટલો હોવો જોઈએ: $I(v+s)=IIc$. બીજા શબ્દોમાં, એ નિયમને આવી રીતે નિરૂપી શકાય: વરસ દરમિયાન (બન્ને વિભાગોમાં) ઉત્પાદિત **બધાં નવાં** મૂલ્યોનો સરવાળો વપરાશનાં સાધનોના રૂપમાં અસ્તિત્વ ધરાવતી પેદાશના કુલ મૂલ્ય જેટલો હોવો જોઈએ: $I\,(v+s)+II(v+s)=II\,(c+v+s)$.

વાસ્તવમાં સાદું પુનરુત્પાદન તો બે કારણોસર બેશક હોઈ શકે જ નહિ, એક તો એ કે આખા સમાજનું ઉત્પાદન દર વરસે અગાઉના પાયા ઉપર રહી શકે જ નહિ, અને બીજું એ કે મૂડીવાદી પદ્ધતિનો નિયમ સંચયનો છે. એટલે આપણે પરીક્ષણ કરીએ કે વિસ્તરતા પાયા ઉપર સામાજિક ઉત્પાદન, અથવા સંચય, કેવી રીતે થાય છે. જ્યાં સંચય થતો હોય ત્યાં મૂડીદારોની વ્યક્તિગત જરૂરિયાતો માટે વધારાના મૂલ્યનો માત્ર અમુક ભાગ જ વપરાતો હોય છે, અને બાકીનો ભાગ ઉત્પાદક રીતે વપરાતો હોય છે, મતલબ કે ઉત્પાદનના વિસ્તરણ માટે ઉત્પાદક મૂડીનાં તત્ત્વોમાં પલટાઈ જતો હોય છે. એટલે, જ્યાં સંચય થતો હોય ત્યાં I (v+s) અને IIc સમાન ન હોઈ શકે: I (v+s)નું પ્રમાણ IIcથી વધારે હોવું જોઈએ જેથી I વિભાગના વધારાના મૂલ્યના (Isના) અમુક ભાગનો વિનિમય વપરાશનાં સાધનો સાથે ન કરવામાં આવે પરંતુ તેનો ઉપયોગ ઉત્પાદનના વિસ્તરણ માટે કરવામાં આવે. એ રીતે, નીચે મુજબ ફલિત થાય છે.

**ક. સાદા પુનરુત્પાદનનું કોષ્ટક**

*A. Scheme of Simple Reproduction:*

$$\begin{aligned} &\text{I } 4{,}000c + 1{,}000v + 1{,}000s = 6{,}000 \\ &\text{II } 2{,}000c + 500v + 500s = 3{,}000 \\ &\text{I }(v+s) = \text{IIc} \end{aligned}$$

**ખ. સંચયનું આરંભિક કોષ્ટક**

*B. Initial Scheme of Accumulation:*

$$\begin{aligned} &\text{I } 4{,}000c + 1{,}000v + 1{,}000s = 6{,}000 \\ &\text{II } 1{,}500c + 750v + 750s = 3{,}000 \\ &\text{I }(v+s) > \text{IIc} \end{aligned}$$

હવે આપણે જોઈએ કે સંચય થતો હોય તો સામાજિક ઉત્પાદન કેવી રીતે ચાલવું જોઈએ.

પહેલું વરસ.

$$\left.\begin{aligned} &\text{I } 4{,}000c + 1{,}000v + 1{,}000s = 6{,}000 \\ &\text{II } 1{,}500c + 750v + 750s = 3{,}000 \end{aligned}\right\} \begin{aligned} &\text{Capital} = 7{,}250 \\ &\text{Product} = 9{,}000 \end{aligned}$$

I (1,000 v + 500 s)નો વિનિમય II 1,500c સાથે કરવામાં આવે છે (સાદા પુનરુત્પાદનમાં હોય છે એમ).

I 500s સંચિત થાય છે, એટલે કે ઉત્પાદનના વિસ્તરણ માટે જાય છે,

મૂડીમાં પલટાઈ જાય છે. આપણે અગાઉનું સ્થાયી અને અસ્થાયી મૂડીનું વિભાજન લઈએ તો નીચે મુજબ ફલિત થાય છે.

$$\text{I } 500s = 400c + 100v$$

વધારાની સ્થાયી મૂડી (400 c) પેદાશ Iમાં સમાયેલી છે (તેનું કુદરતી રૂપ ઉત્પાદનનાં સાધનોનું છે), પરંતુ વધારાની અસ્થાયી મૂડી (100v) II વિભાગના મૂડીદારો પાસેથી મેળવવી પડે અને પરિણામે તેમને પણ સંચય કરવો પડે: તેઓ પોતાના વધારાના મૂલ્યના અમુક ભાગનો (II 100s) વિનિમય ઉત્પાદનનાં સાધનો (I 100v) સાથે કરે અને ઉત્પાદનનાં એ સાધનોને વધારાની સ્થાયી મૂડીમાં પલટાવી નાખે. તેના પરિણામે તેમની સ્થાયી મૂડી 1,500c માંથી વધીને 1,600c થઈ જાય, તેની પ્રક્રિયા માટે વધારાની શ્રમશક્તિ જરૂરી બને — *50v*, જેને પણ II વિભાગના મૂડીદારોના વધારાના મૂલ્યમાંથી લેવામાં આવે.

I અને II વિભાગમાંથી વધારાની મૂડી મૂળ મૂડીમાં ઉમેરીએ તો આપણને પેદાશની નીચે મુજબની વહેંચણી મળે છે:

$$\text{I } 4{,}400c + 1{,}100v + (500s) = 6{,}000$$
$$\text{II } 1{,}600c + 800v + (600s) = 3{,}000$$

કૌંસમાં આપેલું વધારાનું મૂલ્ય મૂડીદારોના વપરાશ ભંડોળનું, એટલે કે વધારાના મૂલ્યમાંથી જે ભાગ સંચય માટે નહિ પરંતુ મૂડીદારોની વ્યક્તિગત જરૂરિયાતો માટે જતો હોય તેનું, પ્રતિનિધિત્વ કરે છે.

ઉત્પાદન અગાઉના પાયા ઉપર ચાલતું રહે તો વરસના અંતમાં સ્થિતિ નીચે મુજબ હોય:

$$\begin{matrix} \text{I } 4{,}400c + 1{,}100v + 1{,}100s = 6{,}600 \\ \text{II } 1{,}600c + 800v + 800s = 3{,}200 \end{matrix} \quad \left\{ \begin{matrix} \text{Capital} = 7{,}900 \\ \text{Product} = 9{,}800 \end{matrix} \right\}$$

I (1,100 v + 550 s)નો વિનિમય II 1,650 c સાથે કરવામાં આવે છે, 800 II s માંથી વધુ 50 c લેવામાં આવે છે [અને *c*માં 50ના વધારાને કારણે *v*માં 25નો વધારો થાય છે].

એ ઉપરાંત, 550 I s અગાઉની જેમ સંચિત થાય છે:

$$550 \text{ I } s = 440\ c + 110\ v$$
$$165 \text{ II } s = 110\ c + 55\ v.$$

આપણે મૂળ મૂડીમાં હવે વધારાનું ઉમેરીએ [I 4,400 cમાં 440 c; I 1,100vમાં 110v; II 1,600,cમાં 50 c તથા 110c; II 800vમાં 25v તથા 55 v] તો સ્થિતિ નીચે મુજબ હોય:

$$\begin{array}{l} \text{I } 4{,}840c + 1{,}210v + (550s) = 6{,}600 \\ \text{II } 1{,}760c + 880v + (560s) = 3{,}200 \end{array}$$

ઉત્પાદનમાં વધારે પ્રગતિ થતાં નીચે મુજબ પ્રાપ્ત થાય છે

$$\begin{array}{l} \text{I } 4{,}840c + 1{,}210v + 1{,}210s = 7{,}260 \\ \text{II } 1{,}760c + 880v + 880s = 3{,}520 \end{array} \left\{ \begin{array}{l} \text{Capital} = 8{,}690 \\ \text{Product} = 10{,}780 \end{array} \right\}$$

અને એવી જ રીતે આગળ.

એકંદર સામાજિક મૂડીના પુનરુત્પાદનના સંબંધમાં માર્ક્સનાં પરીક્ષણોનાં પરિણામોનો સાર એવો છે. એ પરીક્ષણો અહીંયાં એકદમ સંક્ષિપ્ત રૂપમાં આપવામાં આવ્યાં છે (ખુલાસો આવશ્યક છે), માર્ક્સે કરેલા વિગતવાર પૃથક્કરણમાંથી ઘણું બધું કાઢી નાખવામાં આવ્યું છે—દાખલા તરીકે નાણાનું પરિચલન, ધીરે ધીરે ઘસાઈ જતી બાંધી મૂડીની ફરી સ્થાપના, વગેરે—કારણ કે એ બધું અહીંયાં પરીક્ષણના સવાલ જોડે સીધો સંબંધ નથી ધરાવતું.

૩

માર્ક્સે કરેલાં પરીક્ષણોમાંથી નિબંધનો લેખક કેવા નિષ્કર્ષો તારવે છે? કમનસીબે તેણે પોતાના નિષ્કર્ષોનું નિરૂપણ બહુ ચોકસાઈથી અને નિશ્ચિત રીતે નથી કર્યું, એટલે આપણે તેમના સંબંધમાં આપણી મુલવણી અમુક કથનોમાંથી, પરસ્પર પૂરો મેળ ન ખાતાં કથનોમાંથી, કરવાની રહે છે. એ રીતે, દાખલા તરીકે, આપણને વાંચવા મળે છે:

"આપણે અહીંયાં જોયું," લેખક જણાવે છે, "કે I વિભાગમાં સંચય કેવી રીતે થાય છે, ઉત્પાદનનાં સાધનોનું ઉત્પાદનનાં સાધનો માટે ઉત્પાદન: ... એ સંચય વપરાશની ચીજોના ઉત્પાદનની પ્રગતિથી તેમ જ ખુદ વ્યક્તિગત વપરાશથી, પછી તે ભલે ગમે તેનો હોય તોપણ, સ્વતંત્ર રીતે થાય છે" (પૃષ્ઠ ૧૫/૩).

સંચય વપરાશની ચીજોના ઉત્પાદનથી "સ્વતંત્ર" હોવાની વાત તો બેશક ગલત છે, કંઈ નહિ તો માત્ર એટલા જ કારણસર કે ઉત્પાદનનું વિસ્તરણ નવી

અસ્થાયી મૂડીને, અને એટલે વપરાશની ચીજોને, આવશ્યક બનાવે છે; સાફ દેખાય છે કે એ શબ્દનો ઉપયોગ કરવામાં લેખકનો ઇરાદો કોષ્ટકના વિશિષ્ટ લક્ષણ ઉપર, અર્થાત્ I cનું — I વિભાગમાં સ્થાયી મૂડીનું — પુનરુત્પાદન II વિભાગ જોડે કશા વિનિમય વગર થતું હોવાની બાબત ઉપર, ખાલી ભાર મૂકવાનો હતો, મતલબ કે દર વરસે સમાજમાં સમજો કે કોલસાના અમુક જથ્થાનું ઉત્પાદન કોલસાનું ઉત્પાદન કરવાના હેતુ માટે થતું હોય છે. વાત સાફ છે કે એ ઉત્પાદન (કોલસાનું ઉત્પાદન કરવાના હેતુ માટે કોલસાનું ઉત્પાદન) ત્યાર બાદના હારબંધ વિનિમયો થકી વપરાશની ચીજોના ઉત્પાદન સાથે સંકળાઈ જતું હોય છે — નહિતર કોલસાના માલિકો કે તેમના કામદારો અસ્તિત્વમાં ન રહી શકે.

લેખક બીજે ઠેકાણે પોતાના વિચારોને એથીયે વધારે નબળી રીતે વ્યક્ત કરે છે: "મૂડીવાદી સંચયની **મુખ્ય** ગતિ," તે જણાવે છે, "કોઈ સીધા ઉત્પાદકોથી સ્વતંત્ર રીતે, વસતિના કોઈ સ્તરના વ્યક્તિગત વપરાશથી સ્વતંત્ર રીતે, થાય છે, અને થઈ છે (બહુ આરંભના ગાળાઓ સિવાય)" (પૃ. ૮). અહીંયાં, મૂડીવાદના ઐતિહાસિક વિકાસ દરમિયાન વપરાશની ચીજોના ઉત્પાદન ઉપર ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદનના વર્ચસ્વનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એવો ઉલ્લેખ બીજા એક ફકરામાં દોહરાવવામાં આવ્યો છે: "એક તરફ, મૂડીવાદી સમાજની લાક્ષણિક વિશિષ્ટતા સંચય ખાતર સંચયની છે, વ્યક્તિગત નહિ પરંતુ ઉત્પાદક વપરાશની છે; બીજી તરફ, તેની બાબતમાં **લાક્ષણિક** તો ચોક્કસ ઉત્પાદનનાં સાધનો માટે ઉત્પાદનનાં સાધનોનું ઉત્પાદન છે" (પૃ. ૨૧/૨). જો લેખક એવા ઉલ્લેખો થકી કહેવા માગતો હોય કે મૂડીવાદી સમાજ તેનાં પુરોગામી બધાં આર્થિક સંઘટનોથી ચોક્કસ યંત્રોના તથા તેમને માટે જરૂરી ચીજોના (કોલસો, લોઢું, વગેરે) વિકાસને કારણે જુદો પડે છે, તો તેની વાત સાવ સાચી છે. ટેકનિકલ કક્ષાની બાબતમાં મૂડીવાદી સમાજ બીજા બધા સમાજોથી વધારે ઊંચા સ્થાને છે, અને ટેકનિકલ પ્રગતિ ચોક્કસ એ હકીકતમાં વ્યક્ત થાય છે કે યંત્રોની કામગીરી માનવીય શ્રમને વધારે ને વધારે પ્રમાણમાં પૃષ્ઠભૂમિમાં ધકેલતી જાય છે.

એટલે, લેખકનાં અપૂરતાં સ્પષ્ટ નિવેદનોની ટીકા કરવાને બદલે સીધા માર્ક્સ તરફ વળી જઈને જોઈ લેવાનું બહેતર ગણાશે કે તેમના સિદ્ધાંતમાંથી એવો નિષ્કર્ષ તારવવાનું શક્ય છે ખરું કે I વિભાગ II વિભાગની ઉપર "વર્ચસ્વી" છે, અને એ વર્ચસ્વને કેવા અર્થમાં સમજવાનું છે.

માર્ક્સના ઉપર ટાંકેલા કોષ્ટકમાંથી એવો નિષ્કર્ષ ન તારવી શકાય કે I વિભાગ II વિભાગની ઉપર વર્ચસ્વી છે: બેઉ સમાંતર રેખાઓએ વિકસે છે. પરંતુ એ કોષ્ટકમાં ટેકનિકલ પ્રગતિને લક્ષમાં નથી લેવામાં આવી. માર્ક્સે 'મૂડી'ના પહેલા ગ્રંથમાં સાબિત કર્યું છે તેમ, ટેકનિકલ પ્રગતિ સ્થાયી મૂડીના સંબંધમાં અસ્થાયી મૂડીના પ્રમાણમાં $\left(\frac{v}{c}\right)$ ધીરે ધીરે ઘટાડામાં વ્યક્ત થાય છે, પરંતુ કોષ્ટકમાં તેને અપરિવર્તિત લેવામાં આવ્યું છે.

સ્પષ્ટ છે કે કોષ્ટકમાં એ પરિવર્તન દાખલ કરવામાં આવે તો વપરાશની ચીજો કરતાં ઉત્પાદનનાં સાધનો પ્રમાણમાં વધારે ઝડપથી વૃદ્ધિ પામશે. તેમ છતાં, મને એ ગણતરી કરવાનું સાર્થક લાગે છે, એક તો સ્પષ્ટતાને ખાતર, અને બીજું એવા આધારમાંથી શક્ય ગલત નિષ્કર્ષોથી બચવા માટે.

[નીચેના કોષ્ટકમાં સંચયના દરને સ્થાયી તરીકે લેવામાં આવ્યો છે: વધારાના મૂલ્યનો અરધો ભાગ સંચિત થાય છે અને અરધો ભાગ વ્યક્તિગત રીતે વપરાય છે.]

[વાચક નીચેના કોષ્ટકને પડતું મૂકીને સીધો આગળના પૃષ્ઠમાં આપેલા નિષ્કર્ષો વાંચી શકે છે. અક્ષર *a* ઉત્પાદનના વિસ્તરણ માટે વાપરવામાં આવેલી વધારાની મૂડીનો, એટલે કે વધારાના મૂલ્યના સંચિત ભાગનો, નિર્દેશ કરે છે.]

1st year) I 4,000 c + 1,000 v + 1,000 s = 6,000 ... v : (c + v) = 20.0%
II 1,500 c + 750 v + 750 s = 3,000 ... " " " 33.3%
I (1,000 v + 500 s) = II 1,500 c

a. I 500 s = 450 c + 50 v ... " " " $\frac{1}{10}$

a. II 60 s = 50 c + 10 v ... " " " $\frac{1}{6}$

I 4,450 c + 1,050 v + (500 s) = 6,000
II 1,550 c + 760 v + (690 s) = 3,000

2nd year) I 4,450 c + 1,050 v + 1,050 s = 6,550 " " " 19.2%

II 1,550 c + 760 v + 760 s = 3,070 " " " 32.9%

I (1,050 v + 525 s) = II 1,575 c

II (1,550 c + 25 s)

a. II 28 s = 25 c + 3 v ... " " " ab. $\frac{1}{9}$

a. I 525 s = 500 c + 25 v ... " " " ab. $\frac{1}{21}$

a. II 28 s = 25 c + 3 v ... " " " ab. $\frac{1}{9}$

I 4,950 c + 1,075 v + (525 s) = 6,550

II 1,602 c + 766 v + (702 s) = 3,070

---

3rd year) I 4,950 c + 1,075 v + 1,075 s = 7,100 ... " " " 17.8%

II 1,602 c + 766 v + 766 s = 3,134 ... " " " 32.3%

I (1,075 v + 537 $\frac{1}{2}$ s) = II 1,612 $\frac{1}{2}$ c

II (1,602 c + 10 $\frac{1}{2}$ s)

a. II 11 $\frac{1}{2}$ s = 10 $\frac{1}{2}$ c + 1 v ... v : (c + v) = ab. $\frac{1}{12}$

a. I 537 $\frac{1}{2}$ s = 517 $\frac{1}{2}$ c + 20 v ... " " " ab. $\frac{1}{26}$

a. II 22 s = 20 c + 2 v ... " " " $\frac{1}{11}$

I 5,467 $\frac{1}{2}$ c + 1,095 v + (537 $\frac{1}{2}$ s) = 7,100

II 1,634 $\frac{1}{2}$ c + 769 v + (730 $\frac{1}{2}$ s) = 3,134

---

4th year) I 5,467 $\frac{1}{2}$ c + 1,095 v + 1,095 s = 7,657 $\frac{1}{2}$ ... " " " 16.7%

II 1,634 $\frac{1}{2}$ c + 769 v + 769 s = 3,172 $\frac{1}{2}$ ... " " " 32.0%

અને એ રીતે આગળ.[2]

હવે આપણે સામાજિક પેદાશના વિવિધ ભાગોની વૃદ્ધિના સંબંધમાં એ કોષ્ટકમાંથી તારવવામાં આવેલા નિષ્કર્ષોની સરખામણી કરીએ: [3]

| | Means of production as means of | | Means of production as means of | | Means of consumption | | Aggregate social product | |
|---|---|---|---|---|---|---|---|---|
| | production | % | consumption | % | | % | | % |
| 1st year | 4,000 | 100 | 2,000 | 100 | 3,000 | 100 | 9,000 | 100 |
| 2nd year | 4,450 | 111.25 | 2,100 | 105 | 3,070 | 102 | 9,620 | 107 |
| 3rd year | 4,950 | 123.75 | 2,150 | 107.5 | 3,134 | 104 | 10,234 | 114 |
| 4th year | 5,467 1/2 | 136.7 | 2,190 | 109.5 | 3,172 | 106 | 10,828 1/2 | 120 |

એવી રીતે આપણે જોઈએ છીએ કે ઉત્પાદનનાં સાધનો માટે ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદનની વૃદ્ધિ સૌથી વધારે ઝડપી છે, પછી વપરાશનાં સાધનો માટે ઉત્પાદનનાં સાધનોનું ઉત્પાદન આવે છે, અને વૃદ્ધિનો સૌથી ધીમો દર વપરાશનાં સાધનોના ઉત્પાદનમાં જોવા મળે છે. એ નિષ્કર્ષ, 'મૂડી'ના બીજા ગ્રંથમાં માર્ક્સે કરેલા પરીક્ષણ વગર, એવા નિયમના આધારે તારવી શકાયો હોત કે સ્થાયી મૂડી અસ્થાયી મૂડી કરતાં વધારે ઝડપથી વૃદ્ધિ પામવાનું વલણ ધરાવતી હોય છે: ઉત્પાદનનાં સાધનો વધારે ઝડપથી વૃદ્ધિ પામતાં હોવાનું વિધાન તો કેવળ એ નિયમની, સમગ્ર સામાજિક ઉત્પાદનને એ નિયમ લાગુ કરવામાં આવે એવી સ્થિતિમાં તેની, કેવળ વ્યાખ્યા જ અંકિત કરે છે.

પરંતુ આપણે કદાચ બીજું એક આગેકદમ ઉઠાવવું જોઈએ? આપણે સ્વીકારી લીધું છે કે $c+v$ના સંબંધમાં $v$નું પ્રમાણ સતત ઘટતું રહે છે, એટલે $v$ને શૂન્ય સુધી ઘટી જવા કેમ ન દઈએ? ઉત્પાદનનાં સાધનોના વધારે મોટા જથ્થા માટે અગાઉ જેટલા જ કામદારો પૂરતા થાય, એમ કેમ ન ગણી લઈએ? એવા દાખલામાં, વધારાના મૂલ્યનો સંચિત ભાગ સીધો I વિભાગમાં સ્થાયી મૂડીમાં ઉમેરાઈ જશે, અને સામાજિક ઉત્પાદન એકમાત્ર ઉત્પાદનનાં સાધનો માટે ઉત્પાદનનાં સાધનોને કારણે જ વૃદ્ધિ પામશે, II વિભાગમાં તદ્દન સ્થગિતતા છવાઈ જશે.*

* હું એમ નથી કહેવા માગતો કે કોઈ વિશિષ્ટ દાખલા તરીકે એવું તદ્દન અશક્ય છે. પરંતુ આપણે અહીંયાં વિશિષ્ટ દાખલાઓની છણાવટ નથી કરી રહ્યા, મૂડીવાદી સમાજના વિકાસના સામાન્ય નિયમની છણાવટ કરી રહ્યા છીએ.

એથી બેશક કોષ્ટકોનો દુરુપયોગ થશે કેમ કે એવો નિષ્કર્ષ અસંભવિત ધારણાઓ ઉપર આધારિત છે અને એટલે ગલત છે. શું એવી ધારણા શક્ય છે કે $c$ના સંબંધમાં $v$ને ઘટાડતી ટેકનિકલ પ્રગતિ માત્ર I વિભાગમાં જ વ્યક્ત થાય અને II વિભાગને તદ્દન સ્થગિતતાની દશામાં છોડી દે? II વિભાગમાં સંચય બિલકુલ થાય જ નહિ એવી સ્થિતિ મૂડીવાદી સમાજનું સંચાલન કરતા નિયમોને, દરેક મૂડીદારને તેનો ઉદ્યોગધંધો પાયમાલીની બીકે વિસ્તારતા રહેવાનો તકાદો કરતા નિયમોને, અનુરૂપ છે ખરી?

એ રીતે, માર્ક્સના જે પરીક્ષણની રૂપરેખા ઉપર આપવામાં આવી છે તેમાંથી તારવી શકાતો એકમાત્ર સાચો નિષ્કર્ષ એવો છે કે **મૂડીવાદી સમાજમાં ઉત્પાદનનાં સાધનોનું ઉત્પાદન વપરાશનાં સાધનોના ઉત્પાદન કરતાં વધારે ઝડપથી વૃદ્ધિ પામે છે.** ઉપર જણાવવામાં આવી ગયું છે તેમ, એ નિષ્કર્ષ સામાન્ય રીતે જાણીતા એવા વિધાનમાંથી સીધેસીધો તરી આવે છે કે મૂડીવાદી ઉત્પાદન અગાઉના યુગોમાંના ઉત્પાદનની સરખામણીમાં અમાપ પ્રમાણમાં વધારે ઊંચી ટેકનિકલ કક્ષા ધરાવતું હોય છે.* ખાસ એ મુદ્દાના સંબંધમાં

---

હું એ મુદ્દો નીચેના કોષ્ટક વડે સમજાવું:

$$\text{I } 4{,}000c + 1{,}000v + 1{,}000s = 6{,}000$$
$$\text{II } 1{,}500c + 750v + 750s = 3{,}000$$
$$\text{I } (1{,}000v + 500s) = \text{II } 1{,}500c$$

I 500s સંચિત થાય છે, I 4,000cમાં ઉમેરાય છે:

$$\text{I } 4{,}500c + 1{,}000v + (500s) = 6{,}000$$
$$\text{II } 1{,}500c + 750v + 750s = 3{,}000$$
$$\text{I } 4{,}500c + 1{,}000v + 1{,}000s = 6{,}500$$
$$\text{II } 1{,}500c + 750v + 750s = 3{,}000$$
$$\text{I } (1{,}000v + 500s) = \text{II } 1{,}500c$$

I 500s અગાઉની જેમ સંચિત થાય છે, અને એમ આગળ.

*એટલે, તારવવામાં આવેલા નિષ્કર્ષને જરાક જુદી રીતે નિરૂપી શકાય: મૂડીવાદી સમાજમાં ઉત્પાદન (અને એટલે "બજાર") કાં તો વપરાશની ચીજોની વૃદ્ધિને કારણે અથવા, અને મુખ્યત્વે, ટેકનિકલ પ્રગતિને કારણે, અર્થાત્ યંત્રના શ્રમ થકી હાથમહેનતની હકાલપટ્ટીને કારણે, વૃદ્ધિ પામી શકે કેમ કે $c$ના સંબંધમાં $v$ના પ્રમાણમાં પરિવર્તન ચોક્કસ હાથમહેનતની ભૂમિકામાં ઘટાડાને જ વ્યક્ત કરે છે.

માર્ક્સે પોતાના વિચારો એકદમ નિશ્ચિત રૂપમાં માત્ર એક જ ફકરામાં વ્યક્ત કર્યા છે, અને એ ફકરો પ્રસ્તુત ફોર્મ્યુલાની યથાર્થતાને પૂરી પુષ્ટિ આપે છે:

"આ દાખલામાં મૂડીવાદી સમાજને જંગલીથી જુદી તારવતી બાબત, સીનિયર માને છે તેમ, જંગલીને આવકમાં, એટલે કે વપરાશની ચીજોમાં, રૂપાંતરક્ષમ (વિનિમયક્ષમ) કોઈ પેદાશો ન અપાવે એવી રીતે તેના શ્રમનો ઉપયોગ ક્યારેક કરવાના તેના વિશેષાધિકાર તથા વિશિષ્ટતાની નથી. ના, ફરક નીચેની હકીકતમાં સમાયેલો છે:

"ક) મૂડીવાદી સમાજ પોતાના ઉપસ્થિત વાર્ષિક શ્રમના સમયનો વધારે હિસ્સો (સરખી રીતે ધ્યાન આપવાની વાત) ઉત્પાદનનાં સાધનોના (એટલે સ્થાયી મૂડીના) ઉત્પાદનમાં લગાવે છે, અને એ સાધનો રોજી અથવા વધારાના મૂલ્યના રૂપમાં આવકમાં રૂપાંતરક્ષમ નથી હોતાં પરંતુ કેવળ મૂડી તરીકે કામગીરી કરે છે." ('મૂડી', ગ્રંથ ૨, પૃષ્ઠ ૪૩૬.)[4]

૪

હવે સવાલ ઊભો થાય છે કે જે સિદ્ધાંતનું વિવરણ રજૂ કરવામાં આવ્યું છે તેને "બજારોના બદનામ સવાલ" સાથે શો સંબંધ છે. સિદ્ધાંત "ઉત્પાદનની મૂડીવાદી રીતના સામાન્ય અને એકચક્રી વર્ચસ્વ"ની ધારણા ઉપર આધારિત છે, પરંતુ "સવાલ" એવો છે કે રશિયામાં મૂડીવાદનો પરિપૂર્ણ વિકાસ "શક્ય" છે ખરો? એટલું ખરું કે સિદ્ધાંત મૂડીવાદના વિકાસની સામાન્ય વિભાવનામાં સુધારો દાખલ કરે છે, પરંતુ મૂડીવાદનો **સામાન્ય** વિકાસ કેવી રીતે થાય છે તેનો ખુલાસો રશિયામાં મૂડીવાદના વિકાસની "શક્યતાના" (અને આવશ્યકતાના) સવાલને ઉકેલવામાં જરાય મદદગાર નથી બનતો.

નિબંધનો લેખક પોતાને માર્ક્સના સિદ્ધાંતનું, મૂડીવાદી રીતે સંઘટિત એકંદર સામાજિક ઉત્પાદનની પ્રક્રિયા સંબંધી સિદ્ધાંતનું, વિવરણ રજૂ કરવા પૂરતો જ સીમિત નથી રાખતો. તેણે "મૂડીવાદી સંચયમાં **તાત્ત્વિક દૃષ્ટિએ નિરાળાં** બે લક્ષણોને" નોખાં પાડવાની આવશ્યકતાનો નિર્દેશ કર્યો છે: "૧) મૂડીવાદી ઉત્પાદનનો એવો વ્યાપક વિકાસ કે જ્યારે તે શ્રમનાં પહેલેથી હયાત ક્ષેત્રોને કબજામાં લઈ લે છે, પ્રાકૃતિક અર્થતંત્રની હકાલપટ્ટી કરે છે અને તેના ભોગે વિસ્તરે છે; અને ૨) મૂડીવાદી ઉત્પાદનનો એવો ગહન વિકાસ—મુદ્દાને એવા

શબ્દોમાં વ્યક્ત કરી શકાય તો — કે જ્યારે તે પ્રાકૃતિક અર્થતંત્રથી સ્વતંત્ર રીતે, અર્થાત્ ઉત્પાદનની મૂડીવાદી રીતના સામાન્ય અને એકચક્રી વર્ચસ્વના સંજોગોમાં, વિસ્તરે છે." આપણે હાલ પૂરતા તો એવા વિભાજનની ટીકા કરવા રોકાયા વગર સીધા આગળ વધીને શોધી કાઢીએ કે નિબંધનો લેખક મૂડીવાદના વ્યાપક વિકાસની વાત કેવા અર્થમાં કરે છે: પ્રાકૃતિક અર્થતંત્રના સ્થાને મૂડીવાદી અર્થતંત્રની સ્થાપના જે પ્રક્રિયામાં સમાયેલી છે તેનો ખુલાસો આપણને બતાવશે કે રૂસી મૂડીવાદ કેવી રીતે "આખા દેશમાં છવાઈ" જશે.

લેખકે મૂડીવાદના વ્યાપક વિકાસનું ચિત્રણ નીચેના આલેખનમાં આપ્યું છે:*




A — મૂડીદારો; W — સીધા ઉત્પાદકો.
a, $a_1$, $a_{11}$ — મૂડીવાદી ઉદ્યોગધંધાઓ.
તીરના આકારનાં ચિહ્નો અદલાબદલીનાં પણ્યોની ગતિ બતાવે છે.
c, v, m — પણ્યોના મૂલ્યનાં ઘટકો.
I, II — કુદરતી રૂપમાં પણ્યો:
I — ઉત્પાદનનાં સાધનો; II — વપરાશનાં સાધનો.

---

* *m* — "*Mehrwert*", એટલે વધારાનું મૂલ્ય (*s*); "*u m. d.*" એટલે "અને એમ આગળ". — સં.

લેખક જણાવે છે કે "A અને W ક્ષેત્રો વચ્ચેનો તાત્ત્વિક ફરક એવો છે કે A માં ઉત્પાદકો મૂડીદારો છે અને તેઓ વધારાના મૂલ્યને ઉત્પાદક રીતે વાપરે છે. પરંતુ W માં ઉત્પાદકો સીધા ઉત્પાદકો છે અને તેઓ વધારાના મૂલ્યને (અહીંયાં મારો નિર્દેશ પેદાશના એવા મૂલ્ય તરફ છે કે જે ઉત્પાદનનાં સાધનોના મૂલ્ય ઉપરાંત હોય અને નિર્વાહનાં આવશ્યક સાધનો બની રહેતું હોય) અનુત્પાદક રીતે વાપરે છે.

"આપણે આલેખનમાં તીર-ચિહ્નો ઉપર નજર ફેરવીએ તો સહેલાઈથી જોવા મળશે કે Aમાંનું મૂડીવાદી ઉત્પાદન કેવી રીતે Wમાંના વપરાશના ભોગે વિકસે છે અને તેને ધીરે ધીરે શોષી લે છે." મૂડીવાદી ઉદ્યોગધંધા *a* ની પેદાશ વપરાશની ચીજોના રૂપમાં "સીધા ઉત્પાદકોને" જાય છે; "સીધા ઉત્પાદકો" તેના બદલામાં સ્થાયી મૂડી (c) ઉત્પાદનનાં સાધનોના રૂપમાં અને અસ્થાયી મૂડી (v) વપરાશનાં સાધનોના રૂપમાં અને વધારાનું મૂલ્ય (s) વધારાની ઉત્પાદક મૂડીનાં તત્ત્વોના રૂપમાં પરત કરે છે: $c_1+v_1$. એ મૂડી નવા મૂડીવાદી ઉદ્યોગધંધા $a_1$ના આધારની કામગીરી બજાવે છે, અને એ ઉદ્યોગધંધો બરાબર એવી જ રીતે પોતાની પેદાશ વપરાશનાં સાધનોના રૂપમાં "સીધા ઉત્પાદકોને" મોકલે છે, અને એમ જ આગળ. "મૂડીવાદના વ્યાપક વિકાસનું જે આલેખન ઉપર આપવામાં આવ્યું છે તેમાંથી ફલિત થાય છે કે સમગ્ર ઉત્પાદન 'વિદેશી' બજારોમાં વપરાશ ઉપર, લોકસમુદાયો થકી (અને સામાન્ય દૃષ્ટિબિંદુએ જોતાં બિલકુલ ફરક નથી પડતો કે એ લોકસમુદાયો ક્યાં હોય — મૂડીદારોની જોડાજોડ કે મહાસાગર પાર ક્યાંક) વપરાશ ઉપર, અત્યંત ગાઢ રીતે અવલંબિત હોય છે. દેખીતું છે કે *W*માં બધા સીધા ઉત્પાદકો પણ્ય ઉત્પાદકોમાં પલટાઈ જાય કે તરત *A*માં ઉત્પાદનનું વિસ્તરણ, અર્થાત્ એ દિશામાં મૂડીવાદનો વિકાસ, થંભી જશે કેમ કે આપણે ઉપર જોયું તે મુજબ દરેક નવા ઉદ્યોગધંધાની સ્થાપના (અથવા જૂના ઉદ્યોગધંધાનું વિસ્તરણ) *W* માં ઉપભોક્તાઓના નવા વર્તુળ માટે પુરવઠાની ગણતરીના આધારે કરવામાં આવે છે." લેખક અંતમાં જણાવે છે: "મૂડીવાદી સંચયની, એટલે કે વિસ્તારિત પાયા ઉપર મૂડીવાદી પુનરુત્પાદનની, ચાલુ વિભાવના બાબતોના એકમાત્ર એવા ખ્યાલ પૂરતી જ મર્યાદિત છે; મૂડીવાદી ઉત્પાદનના ગહન વિકાસનો, સીધા ઉત્પાદકો ધરાવતા કોઈ પણ દેશથી સ્વતંત્ર વિકાસનો, અર્થાત્ કહેવાતાં વિદેશી બજારોથી સ્વતંત્ર વિકાસનો, કશો અણસારો તેમાં નથી."

અમે એ સમગ્ર નિરૂપણમાંથી માત્ર એટલું જ માની શકીએ કે મૂડીવાદના

વ્યાપક વિકાસની એ વિભાવના, અને તેનું ચિત્રણ કરતું આલેખન, વિષય સંબંધી ચાલુ નરોદવાદી[5] વિચારોને પૂર્ણ રૂપે મળતું આવે છે.

પ્રસ્તુત આલેખનમાં ચાલુ વિચારોની તદ્દન બેહૂદગી અને નિર્માલ્યતાનું જેવું ચિત્રણ કરવામાં આવ્યું છે એથી વધારે સ્પષ્ટ અને સચોટ ચિત્રણ ખરેખર મુશ્કેલ બની રહે.

"ચાલુ વિભાવનાએ" આપણા દેશમાં મૂડીવાદને હંમેશાં "જનતાની પદ્ધતિ"થી અલિપ્ત, તેનાથી અલગ સ્થિત, કશાક તરીકે, બરાબર આલેખનમાંના તેના ચિત્રણ જેવો, ગણ્યો છે; આલેખનમાંથી સમજવું સાવ અશક્ય છે કે બે "ક્ષેત્રો" વચ્ચે, મૂડીવાદી ક્ષેત્ર અને જનતાના ક્ષેત્ર વચ્ચે, શું જોડાણ છે. *A* માંથી મોકલવામાં આવતાં પણ્યોને *W*માં બજાર કેમ સાંપડે છે? *W*માં પ્રાકૃતિક અર્થતંત્રનું રૂપાંતર પણ્ય અર્થતંત્રમાં શા કારણે થાય છે? ચાલુ દૃષ્ટિબિંદુમાં એવા સવાલોના જવાબ કદી નથી આપવામાં આવ્યા કારણ કે તે વિનિમયને **અર્થતંત્રની** ચોક્કસ **પદ્ધતિ** તરીકે નહિ પરંતુ આકસ્મિક કશાક તરીકે ગણે છે.

વધુમાં, આપણા દેશમાં મૂડીવાદનો ઉદય ક્યાંથી અને કેવી રીતે થયો તે જેમ આલેખનમાં નથી સમજાવવામાં આવ્યું તેમ ચાલુ દૃષ્ટિબિંદુમાં પણ કદી નથી **સમજાવવામાં આવ્યું**: બાબતની રજૂઆત એવી રીતે કરવામાં આવી છે કે મૂડીદારો એ જ "સીધા ઉત્પાદકો"માંથી નહિ પરંતુ જાણે ક્યાંક બહારથી આવ્યા હોય. $a$, $a_1$, વગેરે ઉદ્યોગધંધાઓ માટે જરૂરી "મુક્ત કામદારો" મૂડીદારોને ક્યાંથી મળે છે એ બાબત તો રહસ્ય જેવી જ રહી જાય છે. સૌ જાણે છે કે વાસ્તવમાં એવા કામદારો ચોક્કસ "સીધા ઉત્પાદકો"માંથી જ મેળવવામાં આવે છે, પરંતુ આલેખનમાં બિલકુલ નથી બતાવવામાં આવ્યું કે પણ્ય ઉત્પાદન *W* "ક્ષેત્ર"ને આવરી લે ત્યારે ત્યાં મુક્ત કામદારોના સમૂહનું સર્જન કરે છે.

ટૂંકમાં, આલેખન—બરાબર ચાલુ દૃષ્ટિકોણની જેમ—આપણા દેશમાં મૂડીવાદી પદ્ધતિની પરિઘટના વિશે કોઈ જાતની સમજણ બિલકુલ નથી આપતું અને એટલે નકામું છે. તેને જે હેતુ માટે—મૂડીવાદ કેવી રીતે પ્રાકૃતિક અર્થતંત્રના ભોગે વિકસે છે અને આખા દેશને આવરી લે છે તેનો ખુલાસો કરવા માટે—દોરવામાં આવ્યું છે એ હેતુ બિલકુલ પાર નથી પડતો કારણ કે, લેખક પોતે જુએ છે તેમ, "આપણે પરીક્ષણના વિચારને સુસંગત રીતે અનુસરીએ તો તારવણી કરવી પડે કે ઉત્પાદનની મૂડીવાદી રીતનો વિકાસ સાર્વત્રિક બની જવાની શક્યતા નથી."

એ વિધાન પછી તો માણસ એવી હકીકત જોઈને ખાલી આશ્ચર્ય જ. વ્યક્ત કરી શકે કે લેખક પોતે જ એ વિચારને, ભલે આંશિક રીતે, અનુસરે છે, એવા કથનમાં અનુસરે છે કે "મૂડીવાદ તેના શિશુકાળમાં એવી બહુ સરળ (એમ કે!?) રીતે (બહુ સરળ કારણ કે તેમાં શ્રમની હયાત શાખાઓ સંકળાયેલી હતી) ખરેખર (?) વિકસ્યો હતો અને હજી પણ (??) આંશિક રીતે એ જ દિશામાં વિકસી રહ્યો છે કેમ કે પ્રાકૃતિક અર્થતંત્રના અવશેષો દુનિયામાં હજી છે, અને વસતિ વધી રહી છે."

વાસ્તવમાં, આ કંઈ મૂડીવાદના વિકાસની "બહુ સરળ" રીત નથી પરંતુ ખાલી પ્રક્રિયાને "સમજવાની જ બહુ સરળ રીત" છે, એટલા પ્રમાણમાં "બહુ સરળ" કે તેને સમજણનો તદ્દન અભાવ ગણાવવાનું વધારે સાચું ગણાય. બધી રંગછાયાઓના રૂસી નરોદવાદીઓ આજ દિવસ સુધી એવી "બહુ સરળ" ચાલાકીઓ અજમાવતા રહ્યા છે: આપણા દેશમાં મૂડીવાદનો ઉદય કેવી રીતે થયો, તેની કામગીરી કેવી રીતે ચાલે છે, એ બાબત **સમજાવવાનો** ખ્યાલ તેમને સ્વપ્નમાંયે કદી નથી આવતો, તેઓ આપણી પદ્ધતિમાંના "રોગિષ્ઠ ભાગ", મૂડીવાદ, જોડે "નીરોગી ભાગની", સીધા ઉત્પાદકોની, "જનતાની", સરખામણી કરવા પૂરતા જ સીમિત રહે છે, પહેલા ભાગને ડાબી તરફ મૂકવામાં આવે છે, બીજા ભાગને જમણી તરફ મૂકવામાં આવે છે, અને એવા બધા ગહન ચિંતનને, "માનવ સમાજ" માટે "હાનિકારક" અને "ઉપયોગી" બાબતો સંબંધી વેવલા લવારા વડે, સળંગ રૂપ આપી દેવામાં આવે છે.

## ૫

પ્રસ્તુત આલેખનને દુરસ્ત બનાવવા માટે આપણે શરૂઆત પરીક્ષણની વિભાવનાઓનું અંતસ્તત્ત્વ પારખી લઈને કરવી જોઈએ. પણ્ય ઉત્પાદનનો અર્થ સામાજિક અર્થતંત્રના એવા સંઘટનનો છે કે જેમાં અલગ અલગ એકલ ઉત્પાદકો માલનું ઉત્પાદન કરતા હોય, દરેક ઉત્પાદકે કોઈ એક પેદાશ બનાવવાનું વિશેષીકરણ સાધેલું હોય, જેથી સમાજની જરૂરિયાતો સંતોષવા માટે પેદાશોને બજારમાં ખરીદવાનું અને વેચવાનું જરૂરી બનતું હોય (એટલે એ પેદાશો પણ્યો બની જતી હોય). મૂડીવાદનો અર્થ પણ્ય ઉત્પાદનના વિકાસની એવી કક્ષાનો છે કે જેમાં કેવળ માનવીય શ્રમની પેદાશો જ નહિ પરંતુ ખુદ માનવીય શ્રમશક્તિ પણ પણ્ય બની જતી હોય. એ રીતે મૂડીવાદના વિકાસમાં

બે લક્ષણો મહત્ત્વનાં છે: ૧) સીધા ઉત્પાદકોના પ્રાકૃતિક અર્થતંત્રનું પણ્ય અર્થતંત્રમાં રૂપાંતર, અને ૨) પણ્ય અર્થતંત્રનું મૂડીવાદી અર્થતંત્રમાં રૂપાંતર. પહેલું રૂપાંતર શ્રમના સામાજિક વિભાજનના—એકલ અલગ અલગ ઉત્પાદકોના વિશેષીકરણના [ધ્યાન આપો: આ બાબતમાં પણ્ય અર્થતંત્રની આવશ્યક શરત અંકિત છે], ઉદ્યોગની એક જ શાખામાં તેમના વિશેષીકરણના—ઉદયને લીધે થાય છે. બીજું રૂપાંતર એવી હકીકતને લીધે થાય છે કે અલગ અલગ ઉત્પાદકો, જેમાંથી દરેક પોતાની મેળે બજાર માટે પણ્યોનું ઉત્પાદન કરતો હોય એવા ઉત્પાદકો, એકબીજાની સામે હરીફાઈમાં ઊતરે છે: દરેક ઉત્પાદક વધારેમાં વધારે કિંમતે વેચવાની અને ઓછામાં ઓછી કિંમતે ખરીદવાની જહેમતો કરે છે, અને તેનું પરિણામ એવું આવે છે કે જોરાવર હોય તે વધારે જોરાવર બને છે અને કમજોર હોય તે ઢળી પડે છે, લઘુસંખ્યા વધારે સમૃદ્ધ બનતી જાય છે અને લોકસમુદાયો પાયમાલ થઈ જાય છે. તેના પરિણામે સ્વતંત્ર ઉત્પાદકો રોજી-કામદારોમાં પલટાઈ જાય છે અને સંખ્યાબંધ નાના ઉદ્યોગધંધાઓ થોડાક મોટા ઉદ્યોગધંધાઓમાં પલટાઈ જાય છે. એટલે આલેખન એવી રીતે દોરવું જોઈએ કે તેમાં મૂડીવાદના વિકાસનાં એ બન્ને લક્ષણોનું તેમ જ એ વિકાસથી બજારનાં પરિમાણોમાં, અર્થાત્ પણ્યોમાં પલટાઈ જતી પેદાશોના જથ્થામાં, થતાં પરિવર્તનોનું ચિત્રણ કરવામાં આવ્યું હોય.

નીચેનું કોષ્ટક* એવી રીતે તૈયાર કરવામાં આવ્યું છે: બજારની ઉપર મૂડીવાદના વિકાસનાં **કેવળ ઉપરોક્ત** લક્ષણોની જ અસરનું પૃથક્કરણ કરવાના આશયે બધા બાહ્ય સંજોગોને બકાત રાખવામાં આવ્યા છે, એટલે કે સ્થિર બાબતો તરીકે ગણવામાં આવ્યા છે (દાખલા તરીકે વસતિનું પરિમાણ, શ્રમની ઉત્પાદકતા, અને બીજું ઘણું).

હવે આપણે છ ઉત્પાદકોના બનેલા સમુદાયના અર્થતંત્રની પદ્ધતિમાં ક્રમવાર પરિવર્તનો બતાવતા એ કોષ્ટકનું પરીક્ષણ કરીએ. પ્રાકૃતિક અર્થતંત્રમાંથી મૂડીવાદી અર્થતંત્રમાં રૂપાંતરની કક્ષાઓ વ્યક્ત કરતા છ ગાળાઓ તેમાં બતાવવામાં આવ્યા છે.

પહેલો ગાળો. આપણી સમક્ષ છ ઉત્પાદકો છે, અને તેમાંથી દરેક ઉત્પાદક પોતાનો શ્રમ ઉદ્યોગની ત્રણેત્રણ શાખાઓમાં ($a$માં, $b$માં, અને $c$ માં) વાપરે છે. પ્રાપ્ત પેદાશને (દરેક ઉત્પાદકની 9: $a+b+c=9$) દરેક

---

* કોષ્ટક ૨૨-૨૩ પૃષ્ઠોમાં જુઓ.—સં.

### કોષ્ટકનો ખુલાસો

I—II . . .—VI—ઉત્પાદકો છે.

a, b, c ઉદ્યોગની શાખાઓ છે (દાખલા તરીકે ખેતીવાડી, બનાવટના તથા નિષ્કર્ષણના ઉદ્યોગો).

a = b = c = 3. a = b = c પેદાશોના મૂલ્યનું પરિમાણ 3 (મૂલ્યના ત્રણ એકમો) સમાન છે, તેમાંથી 1 વધારાનું મૂલ્ય* છે.

"બજાર"નું ખાનું વેચવામાં (અને ખરીદવામાં) આવેલી **પેદાશોના** મૂલ્યનું પરિમાણ બતાવે છે, કૌંસમાંના આંકડા વેચવામાં (અને ખરીદવામાં) આવેલી શ્રમશક્તિ (=l.p.)ના મૂલ્યનું પરિમાણ બતાવે છે.

એક ઉત્પાદક પાસેથી બીજા ઉત્પાદક પાસે પહોંચતાં તીર-ચિહ્નો બતાવે છે કે પહેલો ઉત્પાદક બીજા ઉત્પાદકનો રોજી-કામદાર છે.

**સાદા પુનરુત્પાદનની** ધારણા કરવામાં આવી છે: મૂડીદારો વધારાના મૂલ્યને પૂરેપૂરું અનુત્પાદક રીતે વાપરે છે.

| | Producers | Production | | | | Natural consumption |
|---|---|---|---|---|---|---|
| | | Branch of industry | | | Total | |
| | | a | b | c | | |
| 1. | I | a | b | c | 9 | 9 |
| | II | a | b | c | 9 | 9 |
| | III | a | b | c | 9 | 9 |
| | IV | a | b | c | 9 | 9 |
| | V | a | b | c | 9 | 9 |
| | VI | a | b | c | 9 | 9 |
| | *Total* | 6a | 6b | 6c | 54 | 54 |
| 3. | I | a | – | 2c | 9 | 6 |
| | II | a | 2b | – | 9 | 6 |
| | III | a | – | 2c | 9 | 6 |
| | IV | a | 2b | – | 9 | 6 |
| | V | a | – | 2c | 9 | 6 |
| | VI | a | 2b | – | 9 | 6 |
| | *Total* | 6a | 6b | 6c | 54 | 36 |
| 5. | I | 2a | – | 6c | 24 | 11 |
| | II | $\frac{1}{2}$a | – | – | $1\frac{1}{2}$ | $1\frac{1}{2}$ |
| | III | $\frac{1}{2}$a | – | – | $1\frac{1}{2}$ | $1\frac{1}{2}$ |
| | IV | 2a | 6b | – | 24 | 11 |
| | V | $\frac{1}{2}$a | – | – | $1\frac{1}{2}$ | $1\frac{1}{2}$ |
| | VI | $\frac{1}{2}$a | – | – | $1\frac{1}{2}$ | $1\frac{1}{2}$ |
| | *Total* | 6a | 6b | 6c | 54 | 28 |

* મૂલ્યનો જે ભાગ સ્થાયી મૂડીને ફરી સ્થાપવામાં વપરાય છે તેને ન પલટાતો ગણવામાં આવ્યો છે, અને એટલે ધ્યાનમાં નથી લેવામાં આવ્યો.

| Market | | Producers | Production | | | | Natural consumption | Market | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | Branch of industry | | | Total | | | | |
| Sells | Buys | | a | b | c | | | Sells | Buys | |
| – | – | I | a | – | 2c | 9 | 6 | 3 | 3 | 2. |
| – | – | II | a | $\frac{6}{5}$b | $\frac{4}{5}$c | 9 | $8\frac{2}{5}$ | $\frac{3}{5}$ | $\frac{3}{5}$ | |
| – | – | III | a | $\frac{6}{5}$b | $\frac{4}{5}$c | 9 | $8\frac{2}{5}$ | $\frac{3}{5}$ | $\frac{3}{5}$ | |
| – | – | IV | a | $\frac{6}{5}$b | $\frac{4}{5}$c | 9 | $8\frac{2}{5}$ | $\frac{3}{5}$ | $\frac{3}{5}$ | |
| – | – | V | a | $\frac{6}{5}$b | $\frac{4}{5}$c | 9 | $8\frac{2}{5}$ | $\frac{3}{5}$ | $\frac{3}{5}$ | |
| – | – | VI | a | $\frac{6}{5}$b | $\frac{4}{5}$c | 9 | $8\frac{2}{5}$ | $\frac{3}{5}$ | $\frac{3}{5}$ | |
| – | – | *Total* | 6a | 6b | 6c | 54 | 48 | 6 | 6 | .4. |
| 3 | 3 | I | a | | 6c | 21 | 10 | 11 | 3 (+8 l.p.) | |
| 3 | 3 | II | a | – | – | 3 | 3 | (4 l.p.) | 4 | |
| 3 | 3 | III | a | – | – | 3 | 3 | (4 l.p.) | 4 | |
| 3 | 3 | IV | a | 6b | – | 21 | 10 | 11 | 3 (+8 l.p.) | |
| 3 | 3 | V | a | – | – | 3 | 3 | (4 l.p.) | 4 | |
| 3 | 3 | VI | a | – | – | 3 | 3 | (4 l.p.) | 4 | |
| 18 | 18 | *Total* | 6a | 6b | 6c | 54 | 32 | 22 (+16 l.p.) | 22 (+16 l.p.) | |
| 13 | 3 (+10 l.p.) | I | 6a | – | – | 18 | 6 | 12 | 6 (+6 l.p.) | 6. |
| (5 l.p.) | 5 | II | – | – | – | – | – | (6 l.p.) | 6 | |
| (5 l.p.) | 5 | III | – | 6b | – | 18 | 6 | 12 | 6 (+6 l.p.) | |
| 13 | 3 (+10 l.p.) | IV | – | – | – | – | – | (6 l.p.) | 6 | |
| (5 l.p.) | 5 | V | – | – | 6c | 18 | 6 | 12 | 6 (+6 l.p.) | |
| (5 l.p.) | 5 | VI | – | – | – | – | – | (6 l.p.) | 6 | |
| 26 (+20 l.p.) | 26 (+20 l.p.) | *Total* | 6a | 6b | 6c | 54 | 18 | 36 (+18 l.p.) | 36 (+18 l.p.) | |

ઉત્પાદક પોતાને ખાતર અને પોતાના ઘરસંસારમાં વાપરે છે. એટલે, આપણી સમક્ષ પ્રાકૃતિક અર્થતંત્ર વિશુદ્ધ રૂપમાં પ્રસ્તુત છે, કોઈ પણ જાતની પેદાશો બજારમાં મૂકવામાં આવતી જ નથી.

બીજો ગાળો. I ઉત્પાદક પોતાના શ્રમની ઉત્પાદકતાનું રૂપ બદલાવી નાખે છે: તે *b* ઉદ્યોગને છોડી દે છે અને અગાઉ એ ઉદ્યોગમાં જેટલો સમય લગાવતો હતો એટલો સમય *c* ઉદ્યોગમાં લગાવે છે. એક ઉત્પાદક તરફથી એવા વિશેષીકરણના પરિણામે બાકીના ઉત્પાદકો *c* ઉદ્યોગનું ઉત્પાદન ઘટાડી નાખે છે કેમ કે I ઉત્પાદક પોતાના વપરાશથી વધારે ઉત્પાદન કરે છે, અને તેઓ I ઉત્પાદક માટે પેદાશ બનાવવાના આશયે *b* ઉદ્યોગમાં ઉત્પાદન વધારી દે છે. એ રીતે અસ્તિત્વમાં આવતું શ્રમનું વિભાજન અનિવાર્ય રીતે પણ્ય ઉત્પાદનમાં પરિણમે છે: I ઉત્પાદક 1c વેચે છે અને 1b ખરીદે છે, બીજા ઉત્પાદકો 1b વેચે છે (પાંચમાંથી દરેક $^1/_5$b વેચે છે) અને 1c ખરીદે છે (દરેક 1/5c ખરીદે છે), *6*ના મૂલ્યનો પેદાશોનો જથ્થો બજારમાં આવે છે. બજારનાં પરિમાણો સામાજિક શ્રમના વિશેષીકરણના પ્રમાણને બરાબર બંધબેસતાં હોય છે: એક *c* ના (1c = 3) અને એક *b*ના (1b=3) ઉત્પાદનમાં, એટલે કે કુલ સામાજિક ઉત્પાદનના નવમા ભાગમાં [18c (= a = b)], વિશેષીકરણ થાય છે, અને કુલ સામાજિક પેદાશનો નવમો ભાગ બજારમાં આવે છે.

ત્રીજો ગાળો. શ્રમનું વિભાજન આગળ વધે છે, ઉદ્યોગની શાખાઓ *b* અને *c* ને પૂરેપૂરી આવરી લે છે: ત્રણ ઉત્પાદકો માત્ર *b* ઉદ્યોગમાં અને ત્રણ ઉત્પાદકો માત્ર *c* ઉદ્યોગમાં કામ કરે છે. દરેક ઉત્પાદક 1c (અથવા 1b), અર્થાત્ મૂલ્યના ત્રણ એકમો, વેચે છે અને ત્રણ એકમો — 1b (અથવા 1c) — ખરીદે પણ છે. શ્રમનું એવું વધી ગયેલું વિભાજન બજારના વિસ્તરણમાં પરિણમે છે, હવે મૂલ્યના 18 એકમો બજારમાં આવે છે. ફરી વાર, બજારનાં પરિમાણો સામાજિક શ્રમના વિશેષીકરણના (=વિભાજનના) પ્રમાણને બરાબર બંધબેસતાં હોય છે: *3b* અને *3c*ના ઉત્પાદનમાં, એટલે કે સામાજિક ઉત્પાદનના ત્રીજા ભાગમાં, વિશેષીકરણ થઈ ગયું છે, અને સામાજિક પેદાશનો ત્રીજો ભાગ બજારમાં આવે છે.

ચોથો ગાળો મૂડીવાદી ઉત્પાદનનું પ્રતિનિધિત્વ કરવા લાગ્યો છે: પણ્ય ઉત્પાદનમાંથી મૂડીવાદી ઉત્પાદનમાં રૂપાંતરની પ્રક્રિયા કોષ્ટકમાં સામેલ નથી થઈ, એટલે તેનું અલગ વર્ણન જરૂરી છે.

પુરોગામી ગાળામાં દરેક ઉત્પાદક ક્યારનો પણ્ય ઉત્પાદક હતો (ઉદ્યોગ

$b$ અને $c$ નાં ક્ષેત્રોમાં, અને આપણે માત્ર એ ક્ષેત્રોની જ છણાવટ કરી રહ્યા છીએ): દરેક ઉત્પાદક અલગ, પોતાની મેળે, બીજા ઉત્પાદકોથી સ્વતંત્ર રીતે, બજાર માટે ઉત્પાદન કરતો હતો, અને બજારનાં પરિમાણો તેમાંથી એકેયની જાણમાં બેશક નહોતાં. સહિયારા બજાર માટે કામ કરતા એકલ ઉત્પાદકો વચ્ચેના એ સંબંધને હરીફાઈ કહેવામાં આવે છે. વાત સાફ છે કે એવા સંજોગોમાં ઉત્પાદન અને વપરાશ (પુરવઠો અને માંગ) વચ્ચેની સમતુલા કેવળ હારબંધ વધઘટ મારફત જ સધાય. વધારે કાબેલ, સાહસિક, અને ગજાદાર ઉત્પાદક એવી વધઘટના પરિણામે વધારે ગજાદાર બની જાય, અને કમજોર તથા બિનકાબેલ ઉત્પાદક એવી વધઘટથી કચડાઈ જાય. થોડીક વ્યક્તિઓની સમૃદ્ધિ અને લોકસમુદાયોની ગરીબી — હરીફાઈના નિયમનાં અનિવાર્ય પરિણામો એવાં છે. કિસ્સાનો અંત એવી રીતે આવે છે કે પાયમાલીમાં ધકેલાઈ ગયેલા ઉત્પાદકોની આર્થિક સ્વતંત્રતા ખતમ થઈ જાય છે અને તેઓ નસીબદાર હરીફના વિસ્તારિત ઉદ્યોગધંધામાં રોજી-કામદારો તરીકે કામ કરવા લાગે છે. કોષ્ટકમાં એવી પરિસ્થિતિનું ચિત્રણ છે. ઉદ્યોગ $b$ અને $c$ની શાખાઓ અગાઉ છ ઉત્પાદકોમાં વિભાજિત હતી, હવે બે ઉત્પાદકોના (I અને IV) હાથમાં કેંદ્રીકૃત છે. બાકીના ઉત્પાદકો તેમના રોજી-કામદારો બની ગયા છે, હવે પોતાના શ્રમની પૂરી પેદાશ નહિ પરંતુ વધારાનું મૂલ્ય બાદ કરી લીધા પછી બાકી બચતી પેદાશ મેળવે છે, અને વધારાના મૂલ્યને માલિક હડપ કરી જાય છે [અને હું તમને યાદ કરાવું કે ધારણા મુજબ વધારાનું મૂલ્ય પેદાશના ત્રીજા ભાગ જેટલું છે, અને એ હિસાબે $2b(=6)$ના ઉત્પાદકને માલિક પાસેથી બે તૃતીયાંશ મળે, એટલે કે 4 મળે.] તેના પરિણામે, આપણને શ્રમના વિભાજનમાં વધારો અને બજારની વૃદ્ધિ જોવા મળે છે, "લોકસમુદાયો" "ગરીબીમાં ધકેલાઈ ગયા" હોવા છતાં હવે 22 એકમો બજારમાં આવે છે: જે ઉત્પાદકો રોજી-કામદારો (આંશિક રૂપે) બની ગયા હોય તેમને હવે પૂરી પેદાશ અંકિત કરતા 9 નહિ પરંતુ માત્ર 7 મળે છે, 3 સ્વતંત્ર પ્રવૃત્તિમાંથી (ખેતીવાડી — ઉદ્યોગ $a$) અને 4 મજૂરીના ($2b$ અથવા $2c$ના ઉત્પાદનમાંથી) મળે છે. હવે વધારે પ્રમાણમાં રોજી-કામદારો અને ઓછા પ્રમાણમાં સ્વતંત્ર માલિકોમાં પલટાઈ ગયેલા એ ઉત્પાદકોને પોતાના શ્રમની કોઈ પેદાશ બજારમાં મૂકવાની તક નથી મળતી કેમ કે પેદાશો બનાવવા માટે જરૂરી ઉત્પાદનનાં સાધનો પાયમાલીને કારણે તેમની પાસેથી છીનવાઈ ગયાં હોય છે. તેમને "બહારનાં કામ" કરવાં પડે છે, એટલે કે પોતાની શ્રમશક્તિ બજારમાં લઈ જવી પડે

છે અને પોતાને જરૂરી પેદાશ એ નવા પણ્યના વેચાણમાંથી મળેલા પૈસા વડે ખરીદવી પડે છે.

કોષ્ટકમાં જોવા મળે છે કે ઉત્પાદકો II અને III તેમ જ V અને VI માંથી દરેક ઉત્પાદક મૂલ્યના 4 એકમોની માત્રામાં શ્રમશક્તિ વેચે છે અને એટલા જ પ્રમાણમાં વપરાશની ચીજો ખરીદે છે. મૂડીવાદી ઉત્પાદકો I અને IV માંથી દરેક ઉત્પાદક 21ની માત્રામાં પેદાશોનું ઉત્પાદન કરે છે; તેમાંથી તે પોતે 10[3(= a) + 3 (= c અથવા b) + 4 (2$c$ અથવા 2$b$ માંથી વધારાનું મૂલ્ય)] વાપરે છે અને 11 વેચે છે; પરંતુ પણ્યોની ખરીદી 3 ($c$ અથવા $b$) + 8 (શ્રમશક્તિ)ની માત્રામાં કરે છે.

આ દાખલામાં ધ્યાનમાં લેવું ઘટે કે આપણને સામાજિક શ્રમના વિશેષીકરણના પ્રમાણ (5$b$ અને 5$c$ ના ઉત્પાદનનું, એટલે કે કુલ 30નું, વિશેષીકરણ થયું હતું) અને બજારનાં પરિમાણો (22) વચ્ચે પૂરી અનુરૂપતા જોવા નથી મળતી, પરંતુ કોષ્ટકમાંની એવી ભૂલનું કારણ એ છે કે આપણે સાદું પુનરુત્પાદન*, અર્થાત્ કશા સંચય વગર, ગણતરીમાં લીધું છે; એટલે કામદારો પાસેથી લેવામાં આવેલું વધારાનું મૂલ્ય (દરેક મૂડીદાર તરફથી ચાર એકમ) બધું **જણસના** રૂપમાં વપરાઈ જાય છે. મૂડીવાદી સમાજમાં સંચયની ગેરહાજરી અશક્ય હોય છે એટલે સમુચિત સુધારો આગળ જતાં કરવામાં આવશે.

પાંચમો ગાળો. પણ્ય ઉત્પાદકોનું વિભેદીકરણ કૃષિ ઉદ્યોગમાં ($a$) ફેલાઈ ગયું છે: રોજી-કામદારો પોતાની ખેતી ચાલુ નહોતા રાખી શકતા કેમ કે તેઓ મુખ્યત્વે બીજા લોકોના ઉદ્યોગધંધાઓમાં કામ કરતા હતા અને પાયમાલ થઈ ગયેલા હતા: તેમની પાસે પોતાની ખેતીના માત્ર કંગાલ અવશેષો, લગભગ અરધા ભાગ જેટલા (જે અમારી ધારણા મુજબ તેમનાં કુટુંબોની જરૂરિયાતો સંતોષવા માટે માંડ પૂરતા હતા), બાકી રહ્યા હતા—બરાબર એવી જ રીતે કે જેમ આપણા કિસાન "ખેતીકારો"ના બહોળા સમુદાયોની હાલની ખેડજમીન સ્વતંત્ર ખેતીના ખાલી કંગાલ ટુકડાઓ જ છે. નજીવી સંખ્યાના મોટા ધંધાઓમાં ઉદ્યોગ $a$નું કેંદ્રીકરણ બરાબર એવી જ રીતે શરૂ થઈ ગયું છે. રોજી-કામદારો જેટલું અનાજ પેદા કરે છે તે હવે તેમની જરૂરિયાતો સંતોષવા માટે પૂરતું ન હોવાથી રોજી, તેમની સ્વતંત્ર ખેતીને કારણે નીચી કક્ષાએ રહેલી રોજી, વધે છે અને કામદારોને અનાજ ખરીદવાના (જોકે અગાઉની સરખામણીમાં,

---

*એ બાબત પાંચમા અને છઠ્ઠા ગાળાઓને પણ લાગુ થાય છે.

તેઓ ખુદ માલિકો હતા ત્યારના વપરાશની સરખામણીમાં, ઓછું અનાજ ખરીદવાના) પૈસા પૂરા પાડે છે: હવે કામદારનું ઉત્પાદન $1\frac{1}{2}(=\frac{1}{2}a)$ છે અને તે 1 ખરીદે છે, અગાઉના $3(=a)$ ને બદલે કુલ $2\frac{1}{2}$ મેળવે છે. મૂડીવાદી માલિકોએ પોતાના ઉદ્યોગધંધાઓમાં વિસ્તારિત ખેતી ઉમેરી લીધી હોય છે અને હવે દરેક મૂડીવાદી માલિક $2a$ $(=6)$નું ઉત્પાદન કરે છે, તેમાંથી 2 રોજીના રૂપમાં કામદારોને જાય છે અને $1\,(\frac{1}{3}a)$ — વધારાનું મૂલ્ય — માલિકોને જાય છે. કોષ્ટકમાં બતાવવામાં આવેલા મૂડીવાદના વિકાસની સાથે સાથે "લોકો" "ગરીબ બનતા" જાય છે (કામદારોમાંથી દરેક જણ ચોથા ગાળામાં 7નો વપરાશ કરતો હતો તેને બદલે હવે માત્ર $6\frac{1}{2}$ નો વપરાશ કરે છે) અને બજાર વૃદ્ધિ પામતું જાય છે, હવે બજારમાં 26 આવે છે. મોટા ભાગના ઉત્પાદકોની બાબતમાં "ખેતીની પડતી"થી ખેતીની પેદાશ માટેનું બજાર સંકોચાતું નથી પરંતુ વિસ્તરે છે.

છઠ્ઠો ગાળો. કામધંધાઓના વિશેષીકરણનું, એટલે કે સામાજિક શ્રમના વિભાજનનું, સમાપન થઈ જાય છે. ઉદ્યોગની બધી શાખાઓ અલગ અલગ થઈ ગઈ છે અને અલગ અલગ ઉત્પાદકોની વિશિષ્ટતા બની ગઈ છે. રોજી-કામદારો પોતાનાં સ્વતંત્ર ખેતરો તદ્દન ખોઈ બેઠા છે અને પૂરો ગુજારો મજૂરીના આધારે કરે છે. આપણને એવું ને એવું જ પરિણામ જોવા મળે છે: મૂડીવાદનો વિકાસ [માણસના પોતાના હિસાબે સ્વતંત્ર ખેતીને પૂરેપૂરી હઠાવી દેવામાં આવી છે], "લોકસમુદાયો ગરીબીમાં ધકેલાઈ ગયા છે" [કામદારોની રોજીમાં વધારો થયો છે ખરો, પરંતુ તેમનો વપરાશ $6\frac{1}{2}$ માંથી ઘટીને 6 થઈ ગયો છે: દરેક કામદાર *9* (3a, 3b, 3c) નું ઉત્પાદન કરે છે અને ત્રીજો ભાગ વધારાના મૂલ્ય તરીકે માલિકને આપે છે], અને બજાર અધિક વૃદ્ધિ પામે છે, હવે સામાજિક પેદાશમાંથી બે તૃતીયાંશ (36) બજારમાં આવે છે.

## ૬

હવે આપણે ઉપરના કોષ્ટકમાંથી નીકળતા નિષ્કર્ષો જોઈએ.

પહેલો નિષ્કર્ષ એવો છે કે "બજાર"ની વિભાવના શ્રમના સામાજિક વિભાજનની વિભાવનાથી — માર્ક્સના શબ્દોમાં "સમગ્ર પણ્ય [અને અમે

ઉમેરીશું કે તેના પરિણામે મૂડીવાદી ] ઉત્પાદનના સામાન્ય આધાર "થી — એકદમ અવિભાજ્ય છે. શ્રમનું સામાજિક વિભાજન અને પણ્ય ઉત્પાદન જ્યાં અને જેટલા પ્રમાણમાં અસ્તિત્વમાં આવે ત્યાં અને એટલા પ્રમાણમાં "બજાર"નો ઉદય થાય છે. બજારનાં પરિમાણો સામાજિક શ્રમના વિશેષીકરણના પ્રમાણ સાથે અવિભાજ્ય રીતે સંકળાયેલાં હોય છે.

"પણ્ય સામાજિક રીતે માન્ય સાર્વત્રિક તુલ્યાંકના ગુણધર્મો, નાણામાં પલટાયા સિવાય, હાંસલ ન કરી શકે. પરંતુ એ નાણું બીજા કોઈ માણસના ખીસામાં હોય છે. નાણાને એ ખીસામાંથી કઢાવી લેવા માટે આપણા મિત્રના પણ્યને સૌપ્રથમ તો નાણાના માલિકની નજરમાં ઉપયોગ-મૂલ્ય બનવું પડે. તેને માટે જરૂરી હોય છે કે તેમાં લગાવવામાં આવેલો શ્રમ સામાજિક રીતે ઉપયોગી પ્રકારનો હોય, **શ્રમના સામાજિક વિભાજનની શાખા** બની રહેતા પ્રકારનો હોય. પરંતુ શ્રમનું વિભાજન તો ઉત્પાદનની આપમેળે ઊગી નીકળેલી પદ્ધતિ હોય છે, અને તેના તાણાવાણા ઉત્પાદકોની પીઠ પાછળ ગૂંથાયેલા હોય છે તથા ગૂંથાતા રહે છે. શક્ય છે કે પણ્ય કદાચ કોઈ નવા પ્રકારના શ્રમની, નવોદિત જરૂરિયાતોને સંતોષવાનો અથવા પોતે જ નવી જરૂરિયાતો ઊભી કરવાનોયે ઢોંગ કરતા શ્રમની, પેદાશ હોય. **શ્રમની પ્રક્રિયાની કોઈ ખાસ ક્રિયા, ગઈકાલે કદાચ અમુક પણ્યના સર્જનમાં એક ઉત્પાદક તરફથી કરવામાં આવતી ઘણી કામગીરીઓમાંની એક, આજે કદાચ એવી પ્રક્રિયામાંથી અળગી થઈ જાય, સ્વતંત્ર શાખા તરીકે સ્થપાઈ જાય, અને, એ કારણે જ, પોતાની અપૂર્ણ પેદાશને સ્વતંત્ર પણ્ય તરીકે બજારમાં મોકલે**" ('મૂડી', ગ્રંથ ૧, પૃ. ૮૫.[6] શબ્દો ઉપર ભાર મેં મૂકેલો છે).

એ રીતે, મૂડીવાદી સમાજમાં બજારના વિકાસની મર્યાદાઓ સામાજિક શ્રમના વિશેષીકરણની મર્યાદાઓ થકી નિર્ધારિત થતી હોય છે. પરંતુ એ વિશેષીકરણ તેની તાસીરને જ કારણે ટેકનિકલ વિકાસ જેવું અનંત હોય છે. દાખલા તરીકે, આખી પેદાશનો કોઈ ભાગ બનાવવામાં માનવીય શ્રમની ઉત્પાદકતા વધારવા માટે એ ભાગના ઉત્પાદનનું વિશેષીકરણ સાધવું પડે, એ ઉત્પાદનને સંખ્યાબંધ પેદાશો સાથે સંકળાયેલું ખાસ ઉત્પાદન બની રહેવું પડે, અને એટલે તેમાં યંત્રોનો ઉપયોગ શક્ય બને (અને ઉદય પામે), વગેરે. એ તો એક પાસું છે. બીજી તરફ, મૂડીવાદી સમાજમાં ટેકનિકલ પ્રગતિ શ્રમના સમાજીકરણમાં સમાયેલી હોય છે, અને એ સમાજીકરણ ઉત્પાદનની પ્રક્રિયાની વિવિધ કામગીરીઓના વિશેષીકરણનો તકાદો, તેમને એ ઉત્પાદન કરતા દરેક

ઉદ્યોગધંધામાં અલગ અલગ દોહરાવવામાં આવતી વેરવિખેર એકલ કામગીરીઓમાંથી એક જ નવા, અને આખા સમાજની જરૂરિયાતો સંતોષવાના ઉદ્દેશે સ્થાપવામાં આવેલા, ઉદ્યોગધંધામાં કેંદ્રિત સમાજીકૃત કામગીરીઓમાં પલટાવી નાખવાનો તકાદો, આવશ્યક રીતે કરે છે. હું એક દાખલો ટાંકીશ:

"તાજેતરમાં ઉત્તર-અમેરિકી રાજ્યોમાં કાષ્ઠકામનાં કારખાનાં વધારે ને વધારે વિશેષીકૃત બની રહ્યાં છે, 'દાખલા તરીકે માત્ર કુહાડીના હાથા, ઝાડુના હાથા, અથવા લંબાવી શકાય એવાં ટેબલ બનાવવાનાં નવાં કારખાનાં ખડાં થઈ રહ્યાં છે... યંત્રનિર્માણની સતત પ્રગતિ થઈ રહી છે, ઉત્પાદનના કોઈ પાસાને સરળ અને સસ્તું બનાવવા માટે નવાં યંત્રોની રચના લગાતાર થતી રહે છે... દાખલા તરીકે ફર્નિચરની બનાવટની દરેક શાખા ખાસ યંત્રો અને ખાસ કામદારોને જરૂરી બનાવતો કામધંધો બની ગઈ છે... ગાડી બનાવવામાં પૈડાંનાં રિમ ખાસ કારખાનાંમાં બને છે, (મિસુરી, આર્કન્સાસ, ટેનેસી), પૈડાંના આરા ઇન્ડિયાના તથા ઓહાયોમાં બને છે, અને હબ કેન્ટકી તથા ઇલિનોઇસનાં ખાસ કારખાનાંમાં બને છે. એ બધા અલગ અલગ ભાગોને આખાં પૈડાં બનાવતાં વિશેષીકૃત કારખાનાંમાં લાવવામાં આવે છે. એ રીતે, કોઈ સસ્તી જાતનું વાહન બનાવવામાં લગભગ એક ડઝન જેટલાં કારખાનાં ભાગ લે છે'" (મિસ્ટર ત્વેસ્કોંઈ, 'અમેરિકામાં દસ વર્ષ', 'વેસ્તનીક યેવરોપી', ૧૮૯૩, ૧. મેં અવતરણ નીક.—ઓનની કૃતિમાંથી ટાંક્યું છે, પૃ. ૯૧, પાદટીપ ૧).

એ બતાવે છે કે મૂડીવાદી સમાજમાં સામાજિક શ્રમના વિશેષીકરણને કારણે થતી બજારની વૃદ્ધિ, બધા પ્રાકૃતિક ઉત્પાદકો પણ્ય ઉત્પાદકો બની જાય કે તરત, થંભી જવી જોઈએ એવું કથન કેટલું ગલત છે. રશિયામાં ગાડીઓ બનાવવાનું કામ લાંબા વખતથી પણ્ય ઉત્પાદન બની ગયેલું છે, પરંતુ દાખલા તરીકે પૈડાંનાં રિમ હજી ગાડીઓ બનાવનારા દરેક માણસના (અથવા પૈડાગરના) કારખાનામાં બને છે; ટેકનિકલ કક્ષા નીચી છે, ઉત્પાદન ઉત્પાદકોના સમુદાયમાં વીખરાયેલું છે. ટેકનિકલ પ્રગતિમાં ઉત્પાદનના જુદાજુદા ભાગોનું વિશેષીકરણ, સમાજીકરણ, અને તેના પરિણામે બજારનું વિસ્તરણ, આવશ્યક બની રહેવું જોઈએ.

અહીંયાં નીચેની વાત સ્પષ્ટ કરી લેવી જોઈએ. જે કંઈ કહેવામાં આવ્યું છે તે બધું એવા વિધાનને નકારવાનું અર્થસૂચન કોઈ રીતે નથી કરતું કે મૂડીવાદી રાષ્ટ્ર વિદેશી બજારો વગર અસ્તિત્વમાં ન રહી શકે. મૂડીવાદી ઉત્પાદનમાં ઉત્પાદન અને વપરાશ વચ્ચે સમતુલા કેવળ હારબંધ વધઘટ મારફત જ સધાય છે,

ઉત્પાદનનો પાયો જેમ વધારે મોટો હોય, અને તેના વડે સંતોષવાના ઉપભોક્તાઓનું વર્તુળ જેમ વધારે બહોળું હોય, તેમ વધઘટ વધારે જોરદાર હોય. એટલે સમજી શકાય કે મૂડીવાદી ઉત્પાદન વિકાસની ઊંચી કક્ષાએ પહોંચી જાય ત્યારે તે રાષ્ટ્રીય રાજ્યની મર્યાદાઓની અંદર ન રહી શકે: હરીફાઈ મૂડીદારોને ઉત્પાદન વિસ્તારતા રહેવાની અને પોતાની પેદાશોના વ્યાપક વેચાણ માટે વિદેશી બજારો ગોતવાની ફરજ પાડે છે. દેખીતું છે કે જેવી રીતે કટોકટીઓ મૂલ્યના નિયમનો ભંગ નથી કરતી એવી જ રીતે, મૂડીવાદી રાષ્ટ્ર માટે વિદેશી બજારો જરૂરી હોવાની હકીકત એવા નિયમનો ભંગ નથી કરતી કે પણ્ય ઉત્પાદનના સંજોગોમાં બજાર શ્રમના સામાજિક વિભાજનની સાદી અભિવ્યક્તિ હોય છે અને એટલે તે શ્રમના વિભાજનની જેમ જ અનંત વૃદ્ધિ પામતું રહી શકે. રૂસી સાહિત્યમાં બજારો સંબંધી રોદણાં માત્ર એવી વેળાએ સંભળાવા લાગ્યાં હતાં કે જ્યારે આપણા મૂડીવાદી ઉત્પાદનની અમુક શાખાઓ (દાખલા તરીકે કપાસ ઉદ્યોગ) પરિપૂર્ણ વિકાસની સ્થિતિમાં પહોંચી ગઈ હતી અને લગભગ આખા આંતરિક બજારને આવરી લેતી હતી તથા થોડાક વિશાળ ઉદ્યોગધંધાઓમાં કેંદ્રીકૃત બની ગઈ હતી. બજારોના સંબંધમાં નિરર્થક વાતો અને "સવાલો"ના ભૌતિક આધારમાં ચોક્કસ આપણા મોટા પાયાના મૂડીવાદી ઉદ્યોગનાં હિતો જ હોવાની સર્વોત્તમ સાબિતી એ હકીકતમાં અંકિત છે કે "બજારો" અદૃશ્ય થઈ જવાને કારણે આપણો હાથકારીગરી ઉદ્યોગ પાયમાલ થઈ જવાની આગાહી આપણા સાહિત્યમાં હજી સુધી કોઈએ નથી કરી, જોકે હાથકારીગરી ઉદ્યોગ કુલ એક હજાર મિલિયનથી વધારે રૂબલનાં મૂલ્યોનું ઉત્પાદન કરે છે અને એના એ જ ગરીબીમાં ધકેલાઈ ગયેલા "લોકોને" માલ પૂરો પાડે છે. બજારોની તંગીને લીધે આપણા ઉદ્યોગની પાયમાલી સંબંધી રોદણાંમાં આપણા મૂડીદારોના પાંખા ઢંકાયેલા કાવાદાવાથી વધારે કશું જ નથી, તેઓ એ રીતે નીતિના સંબંધમાં દબાણ કરે છે, પોતાનાં ખીસાંનાં હિતોને "દેશ"નાં હિતો જોડે એકરૂપ બનાવી દે છે (નીચે મોઢે પોતાની "નાકૌવતી"નો એકરાર કરીને), અને સરકાર પાસેથી સાંસ્થાનિક ફતેહની નીતિનો અમલ કરાવવાની તથા "રાજ્યનાં" એવાં હિતો ખાતર સરકારને યુદ્ધમાં સંડોવી દેવાનીયે શક્તિ ધરાવે છે. બજારો સંબંધી એવાં રોદણાંને—એકદમ મક્કમ સ્થપાઈ ગયેલા અને ઘમંડી બની ચૂકેલા મૂડીદાર વર્ગનાં એવાં નકલી આંસુને—રૂસી મૂડીવાદની "નાકૌવતી"ની સાબિતી તરીકે માન્ય કરાવી લેવા માટે નરોદવાદી તરંગવાદ અને નરોદવાદી ભોળપણનો અતલ ગર્ત આવશ્યક છે!

બીજો નિષ્કર્ષ એવો છે કે "લોકસમુદાયોની ગરીબી" (બજારોના સંબંધમાં તમામ નરોદવાદી દલીલોનો અનિવાર્ય મુદ્દો) મૂડીવાદના વિકાસને અવરોધતી નથી એટલું જ નહિ પરંતુ એથી ઊલટું એ વિકાસની અભિવ્યક્તિ છે, મૂડીવાદની શરત છે અને તેને વધારે મજબૂત બનાવે છે. મૂડીવાદ માટે "મુક્ત કામદાર" જરૂરી હોય છે, અને ગરીબી એટલે નાના ઉત્પાદકો રોજી-કામદારોમાં પલટાઈ જવાની સ્થિતિ. લોકસમુદાયો ગરીબીમાં ધકેલાતા જાય તેની સાથે સાથે થોડાક શોષકો વધારે દોલતમંદ બનતા જાય છે, નાના ઉદ્યોગધંધાઓ પડતી અને પતનની દશામાં ધકેલાતા જાય તેની સાથે સાથે મોટા ઉદ્યોગધંધાઓ વધારે મજબૂત બનતા અને વિકસતા જાય છે, બન્ને પ્રક્રિયાઓ બજારની વૃદ્ધિમાં સહાયક બને છે: "ગરીબીમાં ધકેલાઈ ગયેલો" કિસાન અગાઉ પોતાની ખેતીના આધારે જિંદગી ગુજારતો હતો તે હવે "કમાણી"ના આધારે, એટલે કે પોતાની શ્રમશક્તિ વેચીને, જિંદગી ગુજારે છે; વપરાશની આવશ્યક ચીજો (જોકે અગાઉ કરતાં નાના જથ્થામાં અને હલકી કોટિની) હવે તેને ખરીદવી પડે છે. બીજી તરફ, એ કિસાનના હાથમાંથી છૂટી ગયેલાં ઉત્પાદનનાં સાધનો લઘુસંખ્યાના હાથમાં કેંદ્રીકૃત બની ગયાં છે, **મૂડીમાં** પલટાઈ ગયાં છે, અને તૈયાર પેદાશ હવે બજારમાં આવે છે. તેમાં જ એવી હકીકતનો એકમાત્ર ખુલાસો છે કે સુધારા પછીના યુગમાં આપણી કિસાનપ્રજાના વ્યાપક માલિકીહરણની સાથે સાથે આપણા દેશની કુલ ઉત્પાદકતામાં ઘટાડો નહિ પરંતુ વધારો થતો રહ્યો છે* અને આંતરિક બજાર વૃદ્ધિ પામતું રહ્યું છે: એ તો જાણીતી હકીકત છે કે મોટા પ્લાંટો તથા કારખાનાંની પેદાશમાં જબરજસ્ત વધારો થયો છે અને હાથકારીગરીના ઉદ્યોગોનું સારી પેઠે વિસ્તરણ થયું છે—બન્ને મુખ્યત્વે આંતરિક બજાર માટે કામગીરી કરે છે—અને દેશનાં બજારોમાં વેચાતા અનાજના જથ્થામાં એવો જ વધારો થયો છે (દેશની અંદર અનાજના વ્યાપારનો વિકાસ).

---

*આ મુદ્દો માત્ર ખેતીવાડી ઉદ્યોગના સંબંધમાં કદાચ વિવાદાસ્પદ બની રહે. દાખલા તરીકે, મિસ્ટર એન.—ઓન જણાવે છે કે "અનાજનું ઉત્પાદન તદ્દન સ્થગિત દશામાં છે." તેનો નિષ્કર્ષ માત્ર આઠ વર્ષોની (૧૮૭૧-૭૮) માહિતી ઉપર આધારિત છે. આપણે એથી વધારે લાંબા ગાળાની માહિતીનું પરીક્ષણ કરીએ; આઠ વર્ષોનો ગાળો તો બેશક બહુ ટૂંકો છે. આપણે ઓગણીસમી સદીના સાતમા દાયકાના [*«Military Statistical Abstract»*, ૧૮૭૧], આઠમા દાયકાના (નિક.—ઓનની માહિતી), અને નવમા દાયકાના [*«Returns*

ત્રીજો નિષ્કર્ષ—ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદનના મહત્ત્વ સંબંધી—કોષ્ટકમાં સુધારો જરૂરી બનાવે છે. અમે અગાઉ જણાવી ચૂક્યા છીએ કે એ કોષ્ટક મૂડીવાદના વિકાસની આખી પ્રક્રિયાના ચિત્રણનો દાવો બિલકુલ નથી કરતું પરંતુ માત્ર એટલું જ બતાવે છે કે પ્રાકૃતિક અર્થતંત્રના સ્થાને પણ્ય અર્થતંત્રની અને તેના સ્થાને મૂડીવાદી અર્થતંત્રની સ્થાપના બજાર ઉપર કેવી રીતે અસર પાડે છે. કોષ્ટકમાં સંચયને એ કારણસર અવગણવામાં આવ્યો હતો. પરંતુ વાસ્તવમાં મૂડીવાદી સમાજ સંચય કર્યા વગર અસ્તિત્વમાં રહી શકે નહિ કેમ કે હરીફાઈ દરેક મૂડીદારને પાયમાલીની બીકે ઉત્પાદન વિસ્તારવાની ફરજ પાડતી હોય છે. ઉત્પાદનના એવા વિસ્તરણનું ચિત્રણ કોષ્ટકમાં કરવામાં આવ્યું છે: દાખલા તરીકે, I ઉત્પાદકે ત્રીજા અને ચોથા ગાળાના મધ્યાંતરમાં પોતાનું *c*નું ઉત્પાદન ત્રણ ગણું વધાર્યું છે: 2*c*માંથી 6*c*, અગાઉ તે પોતાના કારખાનામાં એકલો કામ કરતો હતો, હવે તેણે બે રોજી-કામદારો રાખ્યા છે. દેખીતું છે કે ઉત્પાદનનું વિસ્તરણ સંચય વગર ન જ થઈ શક્યું હોત: તેને કેટલાય માણસો કામ કરી શકે એવું ખાસ કારખાનું બાંધવું પડયું હતું, ઉત્પાદનનાં ઓજારો વધારે મોટા પાયા ઉપર હાંસલ કરવાં પડયાં હતાં, અને કાચા માલ તથા બીજી ઘણી ચીજોના વધારે મોટા જથ્થા ખરીદવા પડયા હતા. *b*નું ઉત્પાદન વિસ્તારનારા IV ઉત્પાદકને પણ એ જ વાત લાગુ થાય છે.

---

*for Russia*», ૧૮૯૦] આંકડાઓની સરખામણી કરીએ. માહિતીમાં યુરોપી રશિયાના ૫૦ પ્રાંતોને અને બટેટા સમેત બધા પાકોને આવરી લેવામાં આવ્યા છે.

| Annual average for | Sown | | Harvested | | Yield (times) | Population (thousands) | |
|---|---|---|---|---|---|---|---|
| | Thousands of chetverts (minus seed) | | | | | | |
| 1864-1866 (3) | 71,696 | 100 | 151,840 | 100 | 3.12 | 61,421 (1867) | 100 |
| 1876-1878 (8) | 71,378 | 99.5 | 195,024 | 128.4 | 3.73 | 76,594 (1876) | 124.7 |
| 1883-1887 (5) | 80,293 | 111.9 | 254,914 | 167.8 | 4.17 | 85,395 (1886) | 139.0 |

વ્યક્તિગત ઉદ્યોગધંધાઓના એવા વિસ્તરણથી, ઉત્પાદનના કેંદ્રીકરણથી, મૂડીદારો માટે ઉત્પાદનનાં સાધનોનું ઉત્પાદન કરવાનું (અથવા તેમાં વધારો કરવાનું, એથી કશો ફરક નથી પડતો) અનિવાર્ય રીતે જરૂરી બન્યું હશે: યંત્રો, લોઢું, કોલસા, વગેરે. ઉત્પાદનના કેંદ્રીકરણથી શ્રમની ઉત્પાદકતા વધી, હાથમહેનતનું સ્થાન યંત્રોની કામગીરીએ લઈ લીધું, અને અમુક સંખ્યામાં કામદારોની હકાલપટ્ટી થઈ. બીજી તરફ, મૂડીદારોએ સ્થાયી મૂડીમાં પલટાવી નાખેલાં એ યંત્રો તથા ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદનનો વિકાસ થયો, અને સ્થાયી મૂડી હવે અસ્થાયી મૂડી કરતાં વધારે ઝડપથી વધવા લાગી. દાખલા તરીકે આપણે ચોથા ગાળાને છઠ્ઠા ગાળા સાથે સરખાવીએ તો જોવા મળશે કે ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદનમાં ૫૦ ટકાનો વધારો થયો છે (કેમ કે સ્થાયી મૂડી વધારવાની જરૂર પહેલા દાખલામાં બે અને બીજા દાખલામાં ત્રણ મૂડીવાદી ઉદ્યોગધંધાઓને છે): એ વધારાને વપરાશની ચીજોના ઉત્પાદનની વૃદ્ધિ સાથે સરખાવતાં આપણને ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદનની ઉપરોક્ત વધારે ઝડપી વૃદ્ધિ જોવા મળે છે.

ઉત્પાદનનાં સાધનોની વધારે ઝડપી વૃદ્ધિના એ નિયમનો આખો અર્થ અને મર્મ એ હકીકતમાં સમાયેલો છે કે હાથમહેનતના સ્થાને યંત્રોની કામગીરી આવી જવાથી—સામાન્ય રીતે યંત્ર-ઉદ્યોગની સહગામી ટેકનિકલ પ્રગતિથી—કોલસા અને લોઢાના ઉત્પાદનનો, "ઉત્પાદનનાં સાધનો માટે" એ ખરાં "ઉત્પાદનનાં સાધનોના" ઉત્પાદનનો, તીવ્ર વિકાસ આવશ્યક બનાવે છે. નીચેના નિવેદનમાંથી સાફ જણાઈ આવે છે કે લેખકને એ નિયમનો અર્થ સમજાયો નથી અને તેણે પ્રક્રિયાનું ચિત્રણ કરતાં કોષ્ટકોને તેની ખરી તાસીર પોતાનાથી છુપાવી રાખવા દીધી છે: "બાજુએથી જોતાં ઉત્પાદનનાં સાધનો માટે ઉત્પાદનનાં સાધનોનું એ ઉત્પાદન તદ્દન બેહૂદું લાગે છે, પરંતુ પ્લ્યુશ્કીનનો[7] નાણાને ખાતર નાણાનો સંચય પણ (?!!) તદ્દન બેહૂદી પ્રક્રિયા અંકિત કરતો હતો. બેઉને ખબર નથી કે પોતે શું કરે છે." નરોદવાદીઓ ચોક્કસ એ જ બાબતને, રૂસી મૂડીવાદની બેહૂદગીને, સાબિત કરવાની પૂરી કોશિશ કરે છે, તેઓ ભારપૂર્વક જણાવે છે કે રૂસી મૂડીવાદ લોકોને પાયમાલીમાં ધકેલી રહ્યો છે, પરંતુ ઉત્પાદનનું ઉચ્ચતર સંઘટન પૂરું નથી પાડતો. એ તો બેશક વાર્તા જ છે. હાથમહેનતનું સ્થાન યંત્રોની કામગીરી લઈ લે તેમાં "બેહૂદું" કંઈ નથી, વાત એથી ઊલટી છે, માનવીય કલાકૌશલ્યની પ્રગતિશીલ કામગીરી ચોક્કસ તેમાં જ સમાયેલી છે. ટેકનિકલ વિકાસ જેમ જેમ વધારે

ઊંચી કક્ષાએ પહોંચતો જાય તેમ તેમ માનવીની હાથમહેનતને વધારે તિલાંજલિ મળતી જાય, તેનું સ્થાન વધારે ને વધારે જટિલ યંત્રો લેતાં જાય: દેશના કુલ ઉત્પાદનમાં યંત્રો અને તેમની બનાવટ માટે જરૂરી ચીજો નિરંતર વધારે મોટું સ્થાન લેતાં જાય.*

એ ત્રણ નિષ્કર્ષોમાં વધારાનાં બે વિધાનોની પુરવણી જરૂરી છે.

એક — જે કંઈ કહેવામાં આવ્યું છે તે "ઉત્પાદનની મૂડીવાદી રીતમાંના આંતરવિરોધ"નો નિષેધ નથી કરતું. માર્ક્સે એ આંતરવિરોધનો ઉલ્લેખ નીચેના શબ્દોમાં કર્યો છે: "પણ્યો ખરીદનારાઓ તરીકે કામદારો બજાર માટે મહત્ત્વના છે. પરંતુ પોતાના પણ્યને — શ્રમશક્તિને — વેચનારાઓ તરીકે તો મૂડીવાદી સમાજ તેમને ઓછામાં ઓછી કિંમતની સ્થિતિમાં દબાવી રાખવાનું વલણ ધરાવે છે" ('મૂડી', ગ્રંથ ૨, પૃષ્ઠ ૩૦૩, નં. ૩૨). ઉપર બતાવવામાં આવ્યું છે કે મૂડીવાદી સમાજમાં સામાજિક ઉત્પાદનના જે ભાગમાં વપરાશની ચીજોનું ઉત્પાદન થતું હોય તેની પણ વૃદ્ધિ થવી જોઈએ. ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદનનો વિકાસ ઉપરોક્ત આંતરવિરોધને ખાલી બાજુએ ખસેડી દે છે, નાબૂદ નથી કરી નાખતો. ઉત્પાદનની મૂડીવાદી રીતને ખુદને ખતમ કરી નાખવામાં આવે તો જ તેને ખતમ કરી શકાય. પરંતુ વાત સાફ છે કે એ આંતરવિરોધને રશિયામાં મૂડીવાદના પરિપૂર્ણ વિકાસમાં અવરોધ તરીકે ગણવાનું (નરોદવાદીઓને એવો શોખ છે) તો તદ્દન બેહૂદું જ ગણાય, અને અહીંયાં ઉલ્લેખ કરી લઈએ કે એ બાબત કોષ્ટકમાં પૂરતા પ્રમાણમાં સમજાવવામાં આવી છે.

બે — મૂડીવાદનો વિકાસ અને "બજાર"ની વૃદ્ધિ વચ્ચેના સંબંધની છણાવટ કરતી વેળા આપણે એ નિ:શંક હકીકતને ધ્યાન બહાર ન જ રાખવી જોઈએ

---

*એટલે સ્વાભાવિક રીતે જ મૂડીવાદના વિકાસને વ્યાપક અને ગહન વિકાસમાં વિભાજિત કરવાનું ગલત છે: સમગ્ર વિકાસ શ્રમના વિભાજનને કારણે થતો રહે છે, એ બે લક્ષણો વચ્ચે કશો "તાત્ત્વિક" ફરક નથી. તેમની વચ્ચેનો ફરક વાસ્તવમાં ટેકનિકલ પ્રગતિની જુદીજુદી કક્ષાઓ વચ્ચેનો ફરક બની રહે છે. મૂડીવાદી કાર્યપદ્ધતિની નીચલી કક્ષાઓમાં — સાદા સહકાર અને વ્યાપારમૂલક ઉત્પાદનમાં — ઉત્પાદનનાં સાધનો માટે ઉત્પાદનનાં સાધનોનું ઉત્પાદન હજી અસ્તિત્વમાં નથી આવેલું હોતું: તે કેવળ ઉચ્ચતર કક્ષાએ જ — મોટા પાયાના યંત્ર ઉદ્યોગની કક્ષાએ જ — ઉદ્‌ભવ પામે છે અને જબરજસ્ત વિકાસ સાધે છે.

કે મૂડીવાદનો વિકાસ ઔદ્યોગિક સર્વહારા વર્ગ સહિત સમગ્ર વસતિની જરૂરિયાતોના પ્રમાણમાં વૃદ્ધિને અનિવાર્ય રીતે આવશ્યક બનાવે છે. એ વૃદ્ધિ સામાન્ય રીતે પેદાશોના વધતા જતા વિનિમયથી થાય છે, અને એવો અધિકાધિક વિનિમય શહેરોના તથા ગામોના, જુદા જુદા ભૌગોલિક વિસ્તારોના, વગેરે પ્રકારોના રહેવાસીઓ વચ્ચે વધતા જતા સંપર્કોમાં પરિણમે છે. ઔદ્યોગિક સર્વહારાઓની વર્ગચેતનાને તેમ જ માનવીય મોભાની ભાવનાને વધારે જોરદાર બનાવતું, અને મૂડીવાદી પદ્ધતિની લૂંટફાટની વૃત્તિઓ સામે સફળ સંઘર્ષ લડવાનું તેમને માટે શક્ય બનાવતું, તેમનું ગીચ એકત્રીકરણ, કેંદ્રીકરણ, પણ એ જ દિશામાં લઈ જાય છે. વધતી જતી જરૂરિયાતોનો એ નિયમ યુરોપના ઇતિહાસમાં પૂરા જોરથી વ્યક્ત થયો છે—દાખલા તરીકે, અઢારમી સદીના અંતના અને ઓગણીસમી સદીના અંતના ફ્રેંચ સર્વહારા વર્ગની અથવા ઓગણીસમી સદીના પાંચમા દાયકાના* અને આજના બ્રિટિશ કામદારની સરખામણી કરો. એ જ નિયમ રશિયામાં પણ કામગીરી કરે છે: સુધારા પછીના યુગમાં પણ્ય અર્થતંત્ર અને મૂડીવાદના ઝડપી વિકાસથી "કિસાનપ્રજા"ની જરૂરિયાતોના પ્રમાણમાં પણ વૃદ્ધિ થઈ છે: કિસાનો "વધારે સ્વચ્છ" જિંદગી (કપડાં, ઘર, વગેરેના સંબંધમાં) જીવવા લાગ્યા છે. એ નિ:શંક પ્રગતિશીલ પરિઘટનાનો યશ બીજા કશાને નહિ પરંતુ રૂસી મૂડીવાદને જ ફાળે જવો જોઈએ, અને એ બાબત ભલે બીજા કશાથી નહિ તોયે સામાન્ય રીતે જાણીતી એવી હકીકતથી (આપણી ગામોની હાથકારીગરીઓના તથા સામાન્ય રૂપમાં કિસાન અર્થતંત્રના બધા અભ્યાસીઓએ તેની નોંધ લીધી છે) સાબિત થઈ જાય છે કે માત્ર ખેતીવાડીનું કામ કરતા અને મૂડીવાદના ભાગ્યે જ કશા સંપર્કમાં આવેલા કિસાનોની સરખામણીમાં ઔદ્યોગિક વિસ્તારોના કિસાનો ઘણી "વધારે સ્વચ્છ" જિંદગી જીવે છે. બેશક, એ પરિઘટના સૌપ્રથમ અને વધારેમાં વધારે સરળતાથી તો "સભ્યતાના" ચોખ્ખા બાહ્ય આડંબરી પાસાના અંગીકારમાં વ્યક્ત થાય છે, પરંતુ માત્ર મિસ્ટર વી. વી. જેવા ઘોર પ્રત્યાઘાતીઓ જ તેના સંબંધમાં કલ્પાંત કરી શકે અને તેમાં "પતન" સિવાય બીજું કશું ન પારખી શકે.

---

*જુઓ ફ્રેડરિક એંગેલ્સ, «*The Condition of the Working-Class in England in 1844*». એ તો એકદમ ભયંકર અને ગંદી કંગાલિયતની (શાબ્દિક અર્થમાં) તેમ જ માનવીય મોભાની ભાવનાના તદ્દન ખાતમાની દશા હતી.

"બજારોનો સવાલ" એટલે વાસ્તવમાં શું—એ સમજવાની ઉત્તમ રીત પ્રક્રિયાની નરોદવાદી અને માર્ક્સવાદી વિભાવનાઓની, **આલેખનમાં** (જે *A* ક્ષેત્રના મૂડીદારો અને *W* ક્ષેત્રના સીધા ઉત્પાદકો વચ્ચેનો વિનિમય બતાવે છે) અને **કોષ્ટકમાં** (જે 6 ઉત્પાદકોના પ્રાકૃતિક અર્થતંત્રનું મૂડીવાદી અર્થતંત્રમાં રૂપાંતર બતાવે છે) પ્રદર્શિત વિભાવનાઓની, સરખામણી કરવાની છે.

આલેખનનું પરીક્ષણ કરતાં આપણને કશો જ ખુલાસો નથી મળતો. શા માટે મૂડીવાદનો વિકાસ થાય છે? તે ક્યાંથી આવે છે? તેને એક જાતના "અકસ્માત" તરીકે રજૂ કરવામાં આવ્યો છે. તેના ઉદયના કારણ તરીકે કાં તો "**આપણે** ખોટો માર્ગ લીધો હોવાની"... અથવા તેને સત્તાધારીઓએ "રોપી દીધો" હોવાની વાત કરવામાં આવે છે. શા માટે "લોકસમુદાયો ગરીબીમાં ધકેલાઈ જાય છે"? આલેખનમાં તેનો જવાબ પણ નથી આપવામાં આવ્યો, અને નરોદવાદીઓ જવાબ આપવાને બદલે "યુગ-પુનિત પદ્ધતિ" વિશે તથા સાચા માર્ગથી વિચલન વિશે વેવલા લવારા કરીને અને એવી જ વાહિયાત વાતો કરીને, નામીચી "સમાજશાસ્ત્રની ભાવલક્ષી રીત"માં ઉસ્તાદીથી ઉપજાવી કાઢવામાં આવતી વાહિયાત વાતો કરીને, બાબતને પતાવી નાખે છે.

મૂડીવાદનો ખુલાસો આપવાની અશક્તિ, વાસ્તવિકતાના અભ્યાસ અને સ્પષ્ટીકરણને બદલે તરંગવિહારને પસંદગી, મૂડીવાદના મર્મ અને સામર્થ્યને નકારવામાં પરિણમે છે. એ તો એવા કોઈ સાવ નિરુપાય રોગી જેવી વાત થઈ કે જેની પાસે વિકાસ માટે શક્તિ મેળવવાનું કોઈ સાધન હોય જ નહિ. આપણે જો એમ કહીએ કે એ રોગી "ઉત્પાદનનાં સાધનો માટે ઉત્પાદનનાં સાધનોનું" ઉત્પાદન કરીને વિકાસ પામી શકે, તો તેની હાલતમાં નજીવો, લગભગ અગમ્ય, સુધારો આણીએ. તેને માટે મૂડીવાદનો ટેકનિકલ વિકાસ* જરૂરી છે, અને "આપણે જોઈએ છીએ" કે ચોક્કસ એવા વિકાસની જ ખોટ છે. તેને માટે મૂડીવાદે આખા દેશને આવરી લેવો જોઈએ, પરંતુ આપણે જોઈએ છીએ, કે "મૂડીવાદનો વિકાસ સાર્વત્રિક બની જવાનું શક્ય નથી".

પરંતુ કોષ્ટકનું પરીક્ષણ કરતાં આપણને મૂડીવાદનો વિકાસ કે લોકોની

---

*એટલે નાના ઔદ્યોગિક એકમોનું સ્થાન મોટા ઔદ્યોગિક એકમો લઈ લે, યંત્રોની કામગીરી હાથમહેનતની હકાલપટ્ટી કરે.

ગરીબી આકસ્મિક નહિ લાગે. તેઓ સામાજિક શ્રમના વિભાજન ઉપર આધારિત પણ્ય ઉત્પાદનની વૃદ્ધિની આવશ્યક સહગામી બાબતો છે. બજારનો સવાલ સાવ ખતમ થઈ જાય છે કારણ કે બજાર તો એ શ્રમ-વિભાજન અને પણ્ય ઉત્પાદનની અભિવ્યક્તિ સિવાય બીજું કશું જ નથી. હવે મૂડીવાદનો વિકાસ કેવળ શક્યતા [ નિબંધનો લેખક બહેતર સ્થિતિમાં * હોત તો એ શક્યતાને સાબિત કરી શક્યો હોત ] તરીકે જ નહિ પરંતુ અનિવાર્યતા તરીકે પણ દેખાય છે કારણ કે એક વાર સામાજિક અર્થતંત્ર શ્રમના વિભાજન તથા પેદાશના પણ્ય રૂપ ઉપર આધારિત બની જાય એટલે ટેકનિકલ પ્રગતિ અનિવાર્ય રીતે મૂડીવાદને વધારે મક્કમ અને ગહન બનાવવામાં જ પરિણમે.

હવે આવો સવાલ ઊભો થાય છે: આપણે બીજો વિચાર શા માટે સ્વીકારી લેવો? તે કયા માપદંડના આધારે સાચો છે?

વર્તમાન રૂસી આર્થિક વાસ્તવિકતાનાં તથ્યોના આધારે.

પણ્ય અર્થતંત્રમાંથી મૂડીવાદી અર્થતંત્રમાં સંક્રમણ, પણ્ય ઉત્પાદકોનું મૂડીદારો અને સર્વહારાઓમાં વિભેદીકરણ, કોષ્ટકનું આધારબિંદુ છે. અને આપણે રશિયાના વર્તમાન સામાજિક અર્થતંત્રની પરિઘટનાઓ તરફ ફરીએ તો આપણને જોવા મળશે કે તેમાં એકદમ મોખરાની પરિઘટના ચોક્કસ આપણા નાના ઉત્પાદકોના **વિભેદીકરણની** છે. આપણે કિસાન ખેતીકારોને લઈએ તો આપણને જોવા મળશે કે એક તરફ તો કિસાનોના સમુદાયો જમીન છોડી રહ્યા છે, આર્થિક સ્વતંત્રતા ખોઈ રહ્યા છે, સર્વહારાઓમાં પલટાઈ રહ્યા છે, અને બીજી તરફ કિસાનો સતત પાકની જમીન વિસ્તારી રહ્યા છે અને ખેતીની બહેતર રીતો અપનાવી રહ્યા છે. એક તરફ કિસાનો ખેતરને લગતી મિલકત (ઢોરઢાંખર અને ઓજારો) ગુમાવી રહ્યા છે, અને બીજી તરફ કિસાનો બહેતર ઓજારો વસાવી રહ્યા છે, યંત્રો મેળવવાનું શરૂ કરી રહ્યા છે, વગેરે [ જુઓ વી. વી., *«Progressive Trends in Peasant Farming»* ]. એક તરફ કિસાનો જમીન છોડી રહ્યા છે, પોતાની ફાળવણીઓને વેચી અથવા પટ્ટે આપી રહ્યા છે, અને બીજી તરફ કિસાનો ફાળવણીઓ ભાડે લઈ રહ્યા છે તથા ખાનગી માલિકીની જમીન લોલુપતાથી ખરીદી રહ્યા છે. એ બધી હકીકતો સૌને જાણીતી

---

*એટલે એમ કે તેણે ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદનના મર્મની સાચી મુલવણી કરી હોત અને સમુચિત સમજણ હાંસલ કરી હોત તો.

છે,* લાંબા લાંબા વખત પહેલાં સાબિત થઈ ચૂકેલી છે, અને તેમનો એકમાત્ર **ખુલાસો** પણ્ય અર્થતંત્રના નિયમોમાં સમાયેલો છે, એ અર્થતંત્ર આપણા "ગ્રામસમાજી" કિસાનોને પણ મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગમાં વિભાજિત કરી રહ્યું છે. આપણે ગામોના હાથકારીગરોને લઈએ તો જોવા મળશે કે સુધારા પછીના યુગમાં નવા ઉદ્યોગો અસ્તિત્વમાં આવ્યા છે અને જૂના ઉદ્યોગો વધારે ઝડપથી વિકસ્યા છે [હમણાં જ ઉલ્લેખિત વિભેદીકરણનું — ખેતીકાર કિસાનપ્રજાના વિભેદીકરણનું — પરિણામ, શ્રમના વધતા જતા સામાજિક વિભાજનનું પરિણામ**] એટલું જ નહિ પરંતુ વધુમાં હાથકારીગરોના સમુદાયો વધારે ને વધારે ગરીબ બનતા રહ્યા છે, કારમી કંગાલિયતમાં ધકેલાતા અને આર્થિક સ્વતંત્રતા ગુમાવતા રહ્યા છે, જ્યારે નજીવી લઘુસંખ્યાના હાથકારીગરો એ સમુદાયોના ભોગે દોલતમંદ બનતા રહ્યા છે, મૂડીની વિશાળ રકમો સંચિત કરતા રહ્યા છે, ખરીદશાહોમાં પલટાતા રહ્યા છે, બજારમાં કાબૂ જમાવતા રહ્યા છે, અને તેમણે આપણા હાથકારીગરી ઉદ્યોગોના ભારે મોટા ભાગમાં અંતે **મોટા પાયાના ઉત્પાદનની** પૂર્ણ રૂપે મૂડીવાદી **ઘરેલુ પદ્ધતિની** સંઘટના કરી છે.

આપણા નાના ઉત્પાદકોની અંદર એવાં બે પરસ્પર વિરોધી વલણોનું અસ્તિત્વ સાફ બતાવે છે કે મૂડીવાદ અને લોકસમુદાયોની ગરીબી એકબીજાથી વેગળાં નથી રહેતાં એટલું જ નહિ પરંતુ એથી ઊલટું એકબીજાનું ઘડતર કરે છે, એવાં વલણોનું અસ્તિત્વ વધુમાં નિર્વિવાદ રીતે સાબિત કરી દે છે કે મૂડીવાદે રશિયાના આર્થિક જીવનની મુખ્ય પૃષ્ઠભૂમિનું સ્થાન ક્યારનું લઈ લીધું છે.

એટલે એમ કહેવામાં કશી અસંગતિ નહિ ગણાય કે "બજારોના સવાલ"નો જવાબ કિસાનપ્રજાના વિભેદીકરણની હકીકતમાં સમાયેલો છે.

વળી એ વાતને ધ્યાનમાં લીધા વગર રહી શકાય નહિ કે બદનામ "બજારોના સવાલ"ની (ચાલુ) રજૂઆતમાં જ કેટલીય બેહૂદગીઓ સમાયેલી છે. સામાન્ય ફોર્મ્યુલા (જુઓ § ૧) બિલકુલ માની ન શકાય એવી ધારણાઓ

---

*કિસાનો પોતે એ પ્રક્રિયાને બહુ ઉચિત રીતે જ "**અવકિસાનીકરણ**" કહે છે. [જુઓ *«Agricultural Survey of Nizhni-Novgorod Gubernia for 1892»*, નીઝની-નોવગોરદ, ૧૮૯૩, ગ્રંથ ૩, પૃ. ૧૮૬-૭.]

**મિસ્ટર નિકોલાઈ — ઓનની અતિ મોટી સૈદ્ધાંતિક ભૂલોમાંની એક એવી છે કે તે એ પરિઘટનાની અવગણના કરે છે.

ઉપર આધારિત છે, જેમ કે સમાજની આર્થિક પદ્ધતિનું નિર્માણ અથવા નાશ વ્યક્તિઓના કોઈ જૂથની—"બુદ્ધિજીવીઓ" અથવા "સરકાર"ની—મરજી મુજબ થઈ શકે (નહિતર એવા સવાલો કેવી રીતે ઉઠાવી શકાય કે મૂડીવાદનો વિકાસ "થઈ શકે" ખરો? રશિયા માટે મૂડીવાદમાંથી પસાર થવાનું "જરૂરી" છે ખરું? ગ્રામસમાજને જાળવી રાખવો "જોઈએ" ખરો? વગેરે), લોકો ગરીબીમાં ધકેલાઈ જવાની બાબતને મૂડીવાદમાં સ્થાન નથી, બજાર તો મૂડીવાદથી અલગ અને સ્વતંત્ર કશુંક છે, મૂડીવાદના વિકાસની કોઈ ખાસ શરત છે.

એવી બેહૂદગીઓને સુધારી લેવામાં ન આવે ત્યાં સુધી સવાલનો જવાબ આપી શકાય નહિ.

ખરેખર, આપણે કલ્પના કરીએ કે "રશિયામાં લોકસમુદાયો ગરીબ છે અને હજી વધારે ગરીબ બનતા જાય છે ત્યારે મૂડીવાદ વિકસી શકે ખરો? એવા સવાલનો જવાબ કોઈ આ પ્રમાણે આપે છે: "હા, વિકસી શકે, કારણ કે મૂડીવાદનો વિકાસ વપરાશની ચીજોના કારણે નહિ પરંતુ ઉત્પાદનનાં સાધનોના કારણે થશે." દેખીતી રીતે જ એવો જવાબ એકદમ ખરા વિચાર ઉપર આધારિત છે કે મૂડીવાદી રાષ્ટ્રની કુલ ઉત્પાદકતા મુખ્યત્વે ઉત્પાદનનાં સાધનોના કારણે વધે છે (મતલબ કે તેમાં વપરાશની ચીજો કરતાં ઉત્પાદનનાં સાધનો વધારે પ્રમાણમાં કારણભૂત હોય છે), પરંતુ એથીયે વધારે દેખીતું છે કે જેવી રીતે સાચી ગૌણ આધારિકા ધરાવતા પરંતુ સાથોસાથ બેહૂદી મુખ્ય આધારિકા ધરાવતા ન્યાયવાક્યમાંથી સાચો નિષ્કર્ષ ન તારવી શકાય, એવી જ રીતે એવો જવાબ સવાલના ઉકેલને લેશમાત્ર નજીક ન આણી શકે. એવા જવાબમાં (હું ફરી દોહરાવું છું) એવી પૂર્વધારણા સામેલ જ છે કે મૂડીવાદ વિકાસ પામી રહ્યો છે, આખા દેશને આવરી રહ્યો છે, ઉચ્ચતર ટેકનિકલ કક્ષાએ (મોટા પાયાના યંત્ર ઉદ્યોગની કક્ષાએ) પહોંચી રહ્યો છે, પરંતુ ખુદ સવાલ તો મૂડીવાદના વિકાસની, અને નાના પાયાના ઉત્પાદનના સ્થાને મોટા પાયાના ઉત્પાદનની સ્થાપનાની, શક્યતાને નકારી કાઢવા ઉપર આધારિત છે.

"બજારોના સવાલ"ને "શક્યતા" અને "આવશ્યકતા" સંબંધી નિરર્થક તર્કવિતર્કના ક્ષેત્રમાંથી હઠાવી લઈને વાસ્તવિકતાની, રૂસી આર્થિક વ્યવસ્થા કેવો આકાર ધારણ કરી રહી છે અને બીજો કોઈ નહિ પરંતુ એવો જ આકાર કેમ ધારણ કરી રહી છે તેના અભ્યાસ અને **સ્પષ્ટીકરણની**, નક્કર ભૂમિ ઉપર મૂકવો જોઈએ.

હું મારે હસ્તકની માહિતીમાંથી કેટલાંક ઉદાહરણો ટાંકીને જ વાસ્તવિક રૂપમાં બતાવીશ કે એ વિધાન કેવી માહિતી ઉપર આધારિત છે.

નાના ઉત્પાદકોના વિભેદીકરણનો ચિતાર આપવા માટે અને એ હકીકતનું ચિત્રણ કરવા માટે કે તેમની અંદર કેવળ ગરીબીમાં ધકેલાઈ જવાની પ્રક્રિયા જ નહિ પરંતુ (પ્રમાણમાં) મોટા પાયાના મૂડીવાદી અર્થતંત્રના સર્જનની પ્રક્રિયા પણ ચાલી રહી છે, હું યુરોપી રશિયાના જુદાજુદા પ્રાંતોના ત્રણ નિર્ભેળ ખેતી-જિલ્લાઓ સંબંધી માહિતી ટાંકીશ: તાઉરિદા પ્રાંતનો નીપર જિલ્લો, સામારા પ્રાંતનો નોવોઉઝેન્સ્ક જિલ્લો, અને સારાતોવ પ્રાંતનો કામીશિન જિલ્લો. માહિતી જિલ્લા પરિષદોના આંકડા સંચયોમાંથી લેવામાં આવી છે. પસંદ કરેલા જિલ્લાઓ લાક્ષણિક હોવાનો (આપણા સરહદી પ્રદેશોમાં, જેને ખેતગુલામીનો અનુભવ ભાગ્યે જ થયો હતો અને જ્યાં લોકોનો વસવાટ મોટે ભાગે તો સુધારા પછીના "મુક્ત" સંજોગોમાં થયો હતો એ પ્રદેશોમાં, વિભેદીકરણ મધ્ય ભાગની સરખામણીમાં ખરેખર વધારે ઝડપી છલંગો મારફત થયું હતું) ઇનકાર કરતાં શક્ય નિવેદનોને પહેલેથી જ નિવારી લેવાના આશયે હું નીચે મુજબ જણાવીશ:

૧) તાઉરિદા પ્રાંતના ત્રણ તળભૂમિ જિલ્લાઓમાંથી મેં નીપર જિલ્લાની પસંદગી કરી છે કારણ કે તે પૂરેપૂરો રૂસી જિલ્લો છે [0,6% વસાહતી ખેતરો છે] અને તેમાં ગ્રામસમાજમાં સંકળાયેલા કિસાનો વસેલા છે.

૨) નોવોઉઝેન્સ્ક જિલ્લાની બાબતમાં માહિતી માત્ર રૂસી (ગ્રામસમાજની) વસતિને લગતી છે [જુઓ *«Statistical Returns for Novouzensk Uyezd»*, પૃ. ૪૩૨-૯, કલમ *a*], અને તેમાં કહેવાતા "ઘર-ખેતરવાળા કિસાનો", એટલે કે ગ્રામસમાજને છોડીને ખરીદેલી અથવા સાંથે રાખેલી જમીનમાં વસેલા માજી ગ્રામસમાજ કિસાનો, સામેલ નથી. મૂડીવાદી ખેતોના એવા સીધા પ્રતિનિધિઓને * ઉમેરવામાં આવે તો નિર્દેશિત વિભેદીકરણથીયે વધારે વિભેદીકરણ જોવા મળશે.

૩) કામીશિન જિલ્લા સંબંધી માહિતી માત્ર બૃહત્-રૂસી (ગ્રામસમાજ) વસતિને લગતી છે. **

---

* ખરેખર, ઘર-ખેતરવાળા ૨૨૯૪ કિસાનો ૧૨૩૨૫૨ દેસ્યાતીન ખેડજમીન ધરાવે છે (એટલે ખેડૂત દીઠ સરેરાશ ૫૩ દેસ્યાતીન). તેઓ ૨૬૬૨ પુરુષ મજૂરોને (અને ૨૩૪ સ્ત્રી મજૂરોને) કામે રાખે છે. તેઓ ૪૦૦૦૦થી વધારે ઘોડા અને બળદ ધરાવે છે. તેમની પાસે બહેતર ઓજારો ઘણાંબધાં છે. (જુઓ *«Statistical Returns for Novouzensk Uyezd»* પૃ. ૪૫૩.)

** જુઓ ૪૨-૩ પૃષ્ઠોનું કોષ્ટક. — સં.

આંકડા સંચયોમાં વર્ગીકરણ નીપર જિલ્લાના સંબંધમાં કુટુંબ દીઠ ખેડજમીનના દેસ્યાતીનો મુજબ છે, અને બીજા જિલ્લાઓના સંબંધમાં ભારવાહક પશુઓની સંખ્યા મુજબ છે.

**ગરીબ** જૂથમાં નીચે મુજબનાં કુટુંબોને સામેલ કરવામાં આવ્યાં છે: નીપર જિલ્લો — બિલકુલ જમીન વગરનાં, અથવા કુટુંબ દીઠ ૧૦ દેસ્યાતીન સુધીની ખેડજમીન ધરાવતાં; નોવોઉઝેન્સ્ક અને કામીશિન જિલ્લાઓ — ભારવાહક પશુઓ બિલકુલ નહિ અથવા એક પશુ ધરાવતાં. **મધ્યમ** જૂથમાં નીચે મુજબનાં કુટુંબો સામેલ કરવામાં આવ્યાં છે: નીપર જિલ્લો — ૧૦થી ૨૫ દેસ્યાતીન સુધીની ખેડજમીન ધરાવતાં; નોવોઉઝેન્સ્ક જિલ્લો — બેથી ચાર સુધીનાં ભારવાહક પશુઓ ધરાવતાં; કામીશિન જિલ્લો — બેથી ત્રણ ભારવાહક પશુઓ ધરાવતાં. **સમૃદ્ધ** જૂથમાં ૨૫ દેસ્યાતીનથી વધારે ખેડજમીન (નીપર જિલ્લો), અથવા ૪થી વધારે ભારવાહક પશુઓ (નોવોઉઝેન્સ્ક જિલ્લો), અને ૩ થી વધારે ભારવાહક પશુઓ (કામીશિન જિલ્લો), ધરાવતાં કુટુંબોને સામેલ કરવામાં આવ્યાં છે.

એ માહિતીમાંથી એકદમ સાફ જોવા મળે છે કે આપણા ખેતીકાર અને ગ્રામસમાજ કિસાનોની અંદર ચાલતી પ્રક્રિયા સામાન્ય રીતે ગરીબીમાં તથા પાયમાલીમાં ધકેલાઈ જવાની નહિ પરંતુ મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગમાં વિભાજનની પ્રક્રિયા છે. કિસાનોનો બહોળો સમુદાય (ગરીબ જૂથ) — સરેરાશ લગભગ અરધો ભાગ — આર્થિક સ્વતંત્રતા ગુમાવી રહ્યો છે. તેઓ હવે સ્થાનિક કિસાનોની કુલ ખેતીનો કેવળ નજીવો હિસ્સો — ખેડજમીનનો લગભગ ૧૩ ટકા (સરેરાશ) હિસ્સો — ધરાવે છે; કુટુંબ દીઠ ખેડજમીન ૩-૪ દેસ્યાતીન છે. એટલી ખેડજમીનનો અર્થ કેવો છે એ બતાવવા માટે હું જણાવી દઉં કે તાઉરિદા પ્રાંતમાં એક કિસાન કુટુંબને માત્ર સ્વતંત્ર ખેતીના આધારે, કહેવાતાં "બહારનાં કામ"નો આશરો લીધા વગર, ગુજારો કરવા માટે ૧૭-૧૮ દેસ્યાતીન* ખેડજમીન જરૂરી હોય છે. દેખીતું છે કે તળિયાના જૂથનો ગુજારો ક્યારનો જેટલા પ્રમાણમાં બહારનાં કામના આધારે, એટલે કે પોતાની શ્રમશક્તિ વેચીને, થાય છે તેનાથી ઘણા ઓછા પ્રમાણમાં પોતાની ખેતીથી થાય છે. અને આપણે

---

*સામારા અને સારાતોવ પ્રાંતોમાં સ્થાનિક વસતિનું જીવનધોરણ પ્રમાણમાં નીચું હોવાથી ત્યાં આ અંદાજના બે તૃતીયાંશ જેટલી ખેડજમીન જરૂરી બનતી હશે.

| Groups of peasants according to economic strength | Dnieper Uyezd | | | | | |
|---|---|---|---|---|---|---|
| | Number of households | % | Crop area (dess.) | % | Crop area per household (dess.) | Number of households |
| Poor group | 7,880 | 40 | 38,439 | 11 | 4.8 } 10.9 | 10,504 |
| Middle group | 8,234 | 42 | 137,344 | 43 | 16.6 } | 10,757 |
| Prosperous group | 3,643 | 18 | 150,614 | 46 | 41.3 | 7,015 |
| *Totals* | 19,757 | 100 | 326,397 | 100 | 17.8 | 28,276 |

એ જૂથના કિસાનોની હાલતનું ચિત્રણ કરતી વધારે વિગતવાર માહિતીનું પરીક્ષણ કરીએ તો જોવા મળશે કે ચોક્કસ એ જૂથ જ એવા લોકોની મોટામાં મોટી ટુકડી પૂરી પાડે છે કે જે પોતાની ખેતી છોડી દેતા હોય છે, પોતાની ફાળવણીઓ પટ્ટે આપી દેતા હોય છે, કામનાં કોઈ ઓજારો નથી ધરાવતા હોતા, અને બીજે ઠેકાણે રોજગાર શોધતા હોય છે. એ જૂથના કિસાનો આપણા ગ્રામીણ સર્વહારા વર્ગનું પ્રતિનિધિત્વ કરે છે.

પરંતુ, બીજી તરફ, એ જ ગ્રામસમાજ કિસાનોમાંથી બીજું એક સાવ નિરાળું જૂથ, તદ્દન ઊલટાં રૂપલક્ષણો ધરાવતું જૂથ, ઉદય પામી રહ્યું છે. ટોચના જૂથના કિસાનો તળિયાના જૂથના કિસાનો કરતાં ૭થી ૧૦ ગણી ખેડજમીન ધરાવે છે. એક કુટુંબને પોતાની ખેતીના આધારે સગવડભરી જિંદગી ગુજારવા માટે "ધોરણસર" જેટલા દેસ્યાતીન ખેડજમીનની જરૂર પડે તેની સરખામણી આપણે ઉપરોક્ત ખેડજમીન (કુટુંબ દીઠ ૨૩-૪૦ દેસ્યાતીન) સાથે કરીએ તો જોવા મળશે કે ટોચના જૂથના કિસાનોની ખેડજમીન બમણી કે ત્રણ ગણી હોય છે. દેખીતું છે કે એ કિસાનો આવક મેળવવા માટે, અનાજનો વેપાર કરવા માટે, ખેતી કરતા હોય છે. તેઓ સારી પેઠે બચત ભેગી કરે છે અને તેનો ઉપયોગ પોતાનાં ખેતરો તથા ખેતીની રીતો સુધારવા માટે કરે છે, દાખલા તરીકે, તેઓ ખેતીયંત્રો અને બહેતર ઓજારો ખરીદે છે. ઉદાહરણ રૂપે, આખા નોવોઉઝેન્સ્ક જિલ્લામાં ૧૪ ટકા કુટુંબો ખેતીનાં બહેતર ઓજારો ધરાવે છે, ટોચના જૂથના કિસાનોમાંથી ૪૨ ટકા કુટુંબો બહેતર ઓજારો ધરાવે છે (એટલે જિલ્લામાં ખેતીનાં બહેતર ઓજારો ધરાવતાં કુટુંબોની કુલ સંખ્યામાં ટોચના જૂથના કિસાનોનો હિસ્સો ૭૫ ટકાનો છે) અને "કિસાનપ્રજા"ની

| Novouzensk Uyezd | | | | Kamyshin Uyezd | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| % | Crop area (dess.) | % | Crop area per household (dess.) | Number of households | % | Crop area (dess.) | % | Crop area per household (dess.) |
| 37 | 36,007 | 8 | 3.4 } 7,75 | 9,313 | 54 | 29.194 | 20 | 3.1 } 5.7 |
| 38 | 28,986 | 29 | 12 | 4,980 | 29 | 52,735 | 35 | 10.6 |
| 25 | 284,069 | 63 | 40.5 | 2,881 | 17 | 67,844 | 45 | 23.5 |
| 100 | 449,062 | 100 | 15.9 | 17,174 | 100 | 149,773 | 100 | 8.7 |

માલિકીનાં તમામ બહેતર ઓજારોનો ૮૨ ટકા હિસ્સો તેમને હસ્તક કેંદ્રીકૃત છે.* ટોચના જૂથના કિસાનો હવે વાવણીનું કામ પોતાના જ શ્રમરાશિ વડે નથી કરી શકતા એટલે તેમને મજૂરો કામે રાખવા પડે છે: દાખલા તરીકે, નોવોઉઝેન્સ્ક જિલ્લામાં ટોચના જૂથનાં ૩૫ ટકા કુટુંબો રીતસરના રોજી-કામદારોને કામે રાખે છે (તેમાં કાપણી વગેરે માટે રાખવામાં આવતા કામચલાઉ મજૂરો સામેલ નથી). નીપર જિલ્લામાં પણ એવી જ સ્થિતિ છે. ટૂંકમાં, ટોચના જૂથના કિસાનો નિ:શંક મૂડીદાર વર્ગ બની રહે છે. તેમની તાકાત હવે બીજા ઉત્પાદકોને લૂંટવાનાં કરતૂતો ઉપર નહિ (વ્યાજખોરો અને "કુલકો"ની તાકાત એવાં કરતૂતો ઉપર આધારિત છે) પરંતુ ઉત્પાદનની સ્વતંત્ર સંઘટના** ઉપર આધારિત છે: કુલ ખેડજમીનનો [મેં ત્રણેય જિલ્લાઓની સામાન્ય સરેરાશ ખેડજમીન ગણતરીમાં લીધી છે] અરધાથી વધારે ભાગ કિસાનપ્રજાનો પાંચમો ભાગ બની રહેતા એ જૂથના હાથમાં કેંદ્રીકૃત છે. તળિયાના જૂથના ભોંય-ખોતરતા સર્વહારાઓની સરખામણીમાં એ કિસાનોના શ્રમની ઉત્પાદકતા (અર્થાત્ પાક) અમાપ પ્રમાણમાં વધારે હોવાની વાતને આપણે લક્ષમાં રાખીએ તો એવો નિષ્કર્ષ તારવ્યા વગર રહી શકાય નહિ કે અનાજના ઉત્પાદનમાં મુખ્ય પ્રેરક બળ ગ્રામીણ મૂડીદાર વર્ગ છે.

---

*જિલ્લાના કિસાનો કુલ ૫૭૨૪ બહેતર ઓજારો ધરાવે છે.

**તે પણ બેશક લૂંટવાનાં, સ્વતંત્ર ઉત્પાદકોને નહિ પરંતુ કામદારોને લૂંટવાનાં, કરતૂતો ઉપર જ આધારિત છે.

મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગમાં કિસાનપ્રજાના એવા વિભાજનની [નરોદવાદીઓને એ પ્રક્રિયામાં "લોકસમુદાયો ગરીબીમાં ધકેલાઈ જતા હોવાની" વાત સિવાય બીજું કશું નથી દેખાતું] કેવી અસર "બજાર"ના કદ ઉપર, એટલે કે **પણ્યમાં** પલટાવી નાખવામાં આવતા અનાજના પ્રમાણ ઉપર, ચોક્કસ પડે જ? દેખીતી રીતે જ, એ પ્રમાણમાં સારી પેઠે વધારો થઈ જાય કેમ કે ટોચના જૂથના કિસાનોની માલિકીના અનાજનો જથ્થો તેમની પોતાની જરૂરિયાતોથી ઘણો વધારે હોય અને બજારમાં જતો હોય; બીજી તરફ તળિયાના જૂથના સભ્યોને બહારના કામની કમાણીના પૈસા વડે વધારાનું અનાજ ખરીદવું પડતું હોય.

એ મુદ્દાના સંબંધમાં ચોકસાઈભરી માહિતી ટાંકવા માટે અમારે હવે જિલ્લા પરિષદોના આંકડા સંચયોનો નહિ પરંતુ પોસ્તનિકોવના «*Peasant Farming in South Russia*» નામે પુસ્તકનો ઉપયોગ કરવો પડશે. પોસ્તનિકોવ જિલ્લા પરિષદોની આંકડા સામગ્રીનો ઉપયોગ કરીને તાઉરિદા પ્રાંતના ત્રણ તળભૂમિ જિલ્લાઓની (બેર્દયાન્સ્ક, મેલિતોપોલ, અને નીપર) કિસાન ખેતીનું વર્ણન અને કિસાનોનાં જુદાંજુદાં જૂથો અનુસાર પૃથક્કરણ કરે છે [જૂથો ખેડજમીનના આધારે છ પ્રકારોમાં વિભાજિત છે: ૧) ખેડજમીન બિલકુલ નહિ; ૨) પાંચ દેસ્યાતીન સુધીની ખેડજમીન; ૩) પાંચથી દસ દેસ્યાતીન; ૪) દસથી પચીસ દેસ્યાતીન; ૫) પચીસથી પચાસ દેસ્યાતીન; અને ૬) પચાસ દેસ્યાતીનથી વધારે]. બજાર સાથે જુદાંજુદાં જૂથોના સંબંધનું પરીક્ષણ કરતી વેળા લેખક દરેક ખેતરની ખેડજમીનને નીચે મુજબના ચાર હિસ્સાઓમાં વહેંચી નાખે છે: ૧) **ખેતી સંબંધી વિસ્તાર**—ખેડજમીનમાંથી વાવણી માટે બિયાં પૂરા પાડતા હિસ્સાને પોસ્તનિકોવે એવું નામ આપ્યું છે; ૨) **ખોરાક વિસ્તાર**—કામ કરતા કુટુંબના અને મજૂરોના પોષણ માટે અનાજ પૂરું પડતો હિસ્સો; ૩) **ખાણચારાનો વિસ્તાર**—ભારવાહક પશુઓ માટે ખાણચારો પૂરો પાડતો હિસ્સો; અને છેલ્લે ૪) **વ્યાપારનો** અથવા **બજારનો** વિસ્તાર—પણ્યમાં પલટાવી નાખવામાં આવતી અને બજારમાં વેચી નાખવામાં આવતી પેદાશ પૂરી પાડતો હિસ્સો. વાત સાફ છે કે માત્ર છેલ્લો હિસ્સો જ **રોકડ** આવક પૂરી પાડતો હોય છે. બાકીના હિસ્સાઓની આવક જણસના રૂપમાં હોય છે, એટલે કે તેઓ ખેતરમાં વપરાઈ જતી પેદાશ પૂરી પાડતા હોય છે.

કિસાનપ્રજાનાં જુદાંજુદાં ખેડજમીન જૂથોમાં એવા દરેક વિસ્તારની ગણતરી કરીને પોસ્તનિકોવ નીચે મુજબનું કોષ્ટક રજૂ કરે છે:

| | Out of 100 dess. under crops | | | | Cash income | | In the 3 uyezds of Taurida Gubernia | | Average under crops in each group |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | Farm-service area | Food area | Fodder area | Commercial area | Per dess. under crops (rubles) | Per household (rubles) | Total under crops (dessiatines) | Of which, commercial areas (dessiatines) | |
| Cultivating up to 5 dess. | 6 | 90.7 | 42.3 | -39 | — | — | 34,070 | — | 3.5 dess. |
| " 5 to 10 | 6 | 44.7 | 37.5 | +11.8 | 3.77 | 30 | 140,426 | 16,851 | 8 |
| " 10 to 25 | 6 | 27.5 | 30 | 36.5 | 11.68 | 191 | 540,093 | 194,433 | 16.4 |
| " 25 to 50 | 6 | 17.0 | 25 | 52 | 16.64 | 574 | 494,095 | 256,929 | 34.5 |
| " over 50 | 6 | 12.0 | 21 | 61 | 19.52 | 1,500 | 230,583 | 140,656 | 75 |
| *Totals* | 6 | | | 42 | | | 1,439,267 | 608,869 | 17-18 dess. |

## કોષ્ટક વિશે નોંધ:

૧) પોસ્તનિકોવે ઉપાન્ત્ય કલમ નથી આપી; તેની ગણતરીઓ મેં કરી છે.

૨) રોકડ આવકની પોસ્તનિકોવની ગણતરી આખા વ્યાપારી વિસ્તારમાં ઘઉંની વાવણીની ધારણાના અને અનાજની સરેરાશ પેદાશ તથા સરેરાશ કિંમતના આધારે કરવામાં આવી છે.

એ માહિતીમાંથી આપણને જોવા મળે છે કે ખેતર જેમ મોટું તેમ વધારે પણ્ય સ્વરૂપ ધારણ કરે છે અને વેચાણ માટે અનાજની પેદાશનું પ્રમાણ વધારે હોય છે [જૂથો અનુસાર ૧૨-૩૬--૫૨-૬૧ ટકા]. અનાજના મુખ્ય ઉત્પાદકો, ટોચનાં બે જૂથોના કિસાનો (કુલ ખેડજમીનનો અરધાથી વધારે હિસ્સો તેમના હાથમાં છે), તેમની કુલ ખેતી પેદાશના અરધાથી વધારે હિસ્સાનું વેચાણ કરે છે [૫૨ ટકા અને ૬૧ ટકા].

જો કિસાનપ્રજાના ભાગલા મૂડીદાર વર્ગ અને સર્વહારા વર્ગમાં ન પડ્યા હોત, અથવા, બીજા શબ્દોમાં, ખેડજમીન બધા “કિસાનોમાં” “સરખે ભાગે” વહેંચાયેલી હોત, તો તેઓ બધા મધ્યમ જૂથમાં (દસથી પચીસ દેસ્યાતીન ખેડજમીનવાળા) સામેલ હોત અને કુલ અનાજનો માત્ર ૩૬ ટકા હિસ્સો, એટલે કે ૫૧૮૧૩૬ દેસ્યાતીન (૧૪૩૯૨૬૭ના ૩૬ ટકા=૫૧૮૧૩૬)

ખેડજમીનની પેદાશ, બજારમાં જતી હોત. પરંતુ, કોષ્ટકમાં જોવા મળે છે તેમ, હવે કુલ અનાજનો ૪૨ ટકા હિસ્સો, ૬૦૮૮૬૯ દેસ્યાતીન ખેડજમીનની પેદાશ, બજારમાં જાય છે. એ રીતે, "લોકસમુદાયો ગરીબીમાં ધકેલાઈ જવાના", ૪૦ ટકા કિસાનોનાં (ગરીબ જૂથ, ૧૦ દેસ્યાતીન સુધીની ખેડજમીનવાળા કિસાનોનું જૂથ) ખેતરોની તદ્દન પડતી દશાના, અને ગ્રામીણ સર્વહારા વર્ગની રચનાના પરિણામે ૯૦૦૦૦* દેસ્યાતીન ખેડજમીનની પેદાશ બજારમાં પહોંચી જાય છે.

મારો આશય એમ કહેવાનો બિલકુલ નથી કે કિસાનપ્રજાના વિભેદીકરણના પરિણામે "બજાર"ની વૃદ્ધિ માત્ર એટલા પૂરતી જ સીમિત છે. વાત એથી બહુ વેગળી છે. દાખલા તરીકે, આપણે જોયું કે કિસાનો બહેતર ઓજારો હાંસલ કરે છે, એટલે કે પોતાની બચતને "ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદનમાં" પલટાવી નાખે છે. આપણે જોયું કે અનાજ ઉપરાંત બીજું એક પણ્ય, માનવીય શ્રમશક્તિ, બજારમાં આવે છે. હું એ સર્વનો ઉલ્લેખ માત્ર એટલા ખાતર નથી કરતો કે મેં એ દાખલો સંકુચિત અને ખાસ હેતુ માટે ટાંક્યો છે: એમ બતાવવા માટે કે અહીંયાં રશિયામાં લોકસમુદાયો ગરીબીમાં ધકેલાઈ જવાની સ્થિતિ વાસ્તવમાં પણ્ય તથા મૂડીવાદી અર્થતંત્રની વધારે મજબૂતીમાં પરિણમે છે. અનાજ જેવી પેદાશને, દરેક ઠેકાણે અને હંમેશાં પણ્યના પરિચલનમાં છેલ્લે અને સૌથી ધીમા વેગે ખેંચાતી પેદાશને, મેં જાણીજોઈને પસંદ કરી છે. એટલે જ મેં વિશિષ્ટ ખેતી વિસ્તાર લીધો છે.

હું હવે બીજું એક, નિર્ભેળ ઔદ્યોગિક વિસ્તારને લગતું, મોસ્કો પ્રાંતને લગતું, ઉદાહરણ રજૂ કરીશ. જિલ્લા પરિષદના આંકડાશાસ્ત્રીઓએ «*Statistical Returns for Moscow Gubernia*»ના છઠ્ઠા અને સાતમા ગ્રંથોમાં કિસાન ખેતીનું વર્ણન કર્યું છે. તેમાં હાથકારીગરીના ઉદ્યોગો વિશે કેટલાય સરસ નિબંધો સામેલ છે. હું «*The Lace Industry*»** નિબંધનો એક ભાગ ટાંકવા પૂરતો જ સીમિત રહીશ. તેમાં સમજાવવામાં આવ્યું છે કે સુધારા પછીના યુગમાં કિસાન હાથકારીગરીઓનો ખાસ ઝડપી વિકાસ કેવી રીતે અને કેમ થયો હતો.

---

* ૯૦૭૩૩ દેસ્યાતીન = કુલ ખેડજમીનનો ૬.૩ ટકા હિસ્સો.

** «*Statistical Returns for Moscow Gubernia*». Section of Economic Statistics. Vol. VI, Issue II, Handicraft Industries of Moscow Gubernia, Issue II, Moscow, 1880.

લેસ ઉદ્યોગનો ઉદય ચાલુ સદીના ત્રીજા દાયકામાં પોદોલ્સ્ક પ્રાંતના વોરોનોવો તાલુકાનાં બે પાડોશી ગામોમાં થયો હતો. "ઓગણીસમી સદીના પાંચમા દાયકામાં તે નજીકનાં બીજાં ગામોમાં ફેલાવા લાગ્યો, જોકે હજી મોટા વિસ્તારને આવરી નહોતો લેતો. પરંતુ સાતમા દાયકાના આરંભનાં અને ખાસ કરીને છેલ્લાં ત્રણ કે ચાર વર્ષો દરમિયાન તે ઝડપથી આસપાસના ગ્રામવિસ્તારમાં ફેલાઈ ગયો હતો."

એ ઉદ્યોગ હાલના સમયે જે ૩૨ ગામોમાં ચાલે છે તેમાં નીચે પ્રમાણે શરૂ થયો હતો:

૨ ગામોમાં ૧૮૨૦માં
૪ ગામોમાં ૧૮૪૦માં
૫ ગામોમાં ૧૮૬૦થી શરૂ થતા દાયકામાં
૭ ગામોમાં ૧૮૭૦-૭૫ દરમિયાન
૧૪ ગામોમાં ૧૮૭૬-૭૯ દરમિયાન

નિબંધનો લેખક જણાવે છે કે "આપણે એ પરિઘટનાનાં, એટલે કે ચોક્કસ રૂપે છેલ્લાં થોડાંક વર્ષોમાં જ ઉદ્યોગના અત્યંત ઝડપી ફેલાવાનાં, કારણોનું પરીક્ષણ કરીએ તો જોવા મળશે કે એક તરફ તો એ ગાળા દરમિયાન કિસાનોના જીવનસંજોગો બહુ કથળી ગયા હતા અને બીજી તરફ વસતિની—વસતિનો જે ભાગ વધારે સાનુકૂળ સંજોગો ધરાવતો હતો તેની—જરૂરિયાતો સારી પેઠે વધી ગઈ હતી."

લેખક એવા વિધાનની પુષ્ટિમાં મોસ્કો જિલ્લા પરિષદના આંકડાઓમાંથી નીચેની માહિતી ટાંકે છે. તેને મેં કોષ્ટકના રૂપમાં રજૂ કરી છે.*

"આ આંકડાઓ" લેખક આગળ જણાવે છે, "જ્વલંત સાબિતી પૂરી પાડે છે કે એ તાલુકામાં ઘોડા, ગાયો, અને નાનાં પશુઓની કુલ સંખ્યામાં વધારો થયો હતો, પરંતુ એ વધેલી સમૃદ્ધિ અમુક વ્યક્તિઓને, અર્થાત્ ૨-૩ અથવા વધારે ઘોડાઓની માલિકી ધરાવતાં કુટુંબોના પ્રકારને, ભાગે ગઈ હતી...

"... આપણને જોવા મળે છે કે તેના પરિણામે, ગાયો કે ઘોડા ન ધરાવતા કિસાનોની સંખ્યામાં વૃદ્ધિની સાથોસાથ, પોતાની જમીન ખેડવાનું બંધ કરી

* મેં ગાયોની વહેંચણી સંબંધી માહિતીને કાઢી નાખી છે (નિષ્કર્ષ એનો એ જ નીકળે છે) અને ટકાવારી ઉમેરી છે. [જુઓ ૪૮-૯ પૃષ્ઠોનું કોષ્ટક.—સં.]

દેનારા કિસાનોની સંખ્યામાં વધારો થયો છે: તેમની પાસે ઢોર નથી હોતાં, અને એટલે પૂરતું ખાતર નથી હોતું; જમીનનો કસ ચુસાઈ જાય છે, તે ખેડવાં લાયક નથી રહેતી; પોતાને અને પોતાનાં કુટુંબોને જરૂરી ખોરાક મેળવવા, ભૂખમરાથી બચવા, પુરુષો એકલા જ કોઈ ઉદ્યોગમાં કામ કરે તો એટલું પૂરતું નથી બનતું, એમ તો તેઓ અગાઉ જ્યારે ખેતીના કામથી છૂટા થયા ત્યારે પણ કરતા જ હતા, હવે કુટુંબના બીજા સભ્યોને પણ બહારનું કામ ગોતવું પડે છે...

**Voronovo Volost**

| In Voronovo Volost | Number of house-holders | Number of | | Per 100 persons of both sexes | | | Number of house-holders owning | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | horsers | cows | horses | cows | Small livestock | no horses | 1 horse | 2 horses | 3 horses | more than 3 horses |
| In 1869 there were | 1,233 | 1,473 | 1,473 | 22 | 22 | 30 | 276 22% | 567 46% | 298 24% | 70 6% | 22 2% |
| In 1877 there were | 1,244 | 1,607 | 1,726 | 25 | 27 | 38 | 319 26% | 465 37% | 313 25% | 95 8% | 52 4% |

"... અમે કોષ્ટકોમાં આપેલા આંકડાઓએ અમને બીજું કશુંક પણ બતાવ્યું છે; એ ગામોમાં ૨-૩ ઘોડા અથવા ગાયો ધરાવતા લોકોની સંખ્યામાં પણ **વધારો થયો છે**. તેના પરિણામે એ કિસાનોની સમૃદ્ધિ વધી છે, અને તોયે અમે સાથોસાથ જણાવ્યું છે કે 'આ અને તે ગામમાં તમામ સ્ત્રીઓ અને બાળકો ઉદ્યોગમાં કામ કરે છે'. તેનો ખુલાસો કેવી રીતે આપવો? એ પરિઘટનાનો ખુલાસો મેળવવા માટે આપણે જોવું જોઈએ કે એ ગામોમાં કેવી જાતની જિંદગી જીવવામાં આવે છે, ત્યાંના લોકોના ઘરેલુ સંજોગોની વધારે વિગતવાર જાણકારી મેળવવી જોઈએ, તો કદાચ બજાર માટે માલનું ઉત્પાદન કરવાની એ જોરદાર ઉત્કંઠાનાં કારણોને પારખી શકીએ.

"અમે અહીંયાં થંભીને વિગતવાર પરીક્ષણ બેશક નહિ કરીએ કે કિસાન વસતિમાંથી વધારે ગજાદાર વ્યક્તિઓ, વધારે ગજાદાર કુટુંબો, કેવા સુભગ સંજોગોમાં ધીરે ધીરે ઉદય પામે છે, કેવા સંજોગો તેમની સમૃદ્ધિને અસ્તિત્વમાં આણે છે, અને એ સમૃદ્ધિ એક વાર અસ્તિત્વમાં આવી જાય એટલે કેવા

સામાજિક સંજોગો તેને માટે ઝડપથી વૃદ્ધિ પામવાનું શક્ય બનાવે છે તથા તેને એટલી હદે વધારી દે છે કે ગામના રહેવાસીઓનો એક વિભાગ બીજા વિભાગથી સારી પેઠે અલગ તરી જાય છે. એ પ્રક્રિયાના ખુલાસા માટે કિસાન ગામની એકદમ સાધારણ ઘટનાઓમાંની એકનો નિર્દેશ પૂરતો થઈ રહેશે. એક ગામમાં અમુક કિસાન પોતાના સંગાથી ગામવાસીઓમાં તંદુરસ્ત, જોરાવર, અને ઠરેલ મહેનતકશ આદમી છે. તેનું કુટુંબ મોટું છે, તેમાં મોટે ભાગે દીકરાઓ છે, અને દીકરાઓ પણ શારીરિક શક્તિ તેમ જ સારાં લક્ષણો બદલ જાણીતા છે.

**Podolsk Uyezd:**

| Number of horses owned by householders having | | | | Number of allotmentholding householders | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | | | cultivating allotment | | |
| 1 horse | 2 horses | 3 horses | more than 3 horses | Total | themselves | with hired labour | Not cultivating land |
| 567<br>39% | 596<br>40% | 210<br>14% | 100<br>7% | 1,067 | 900<br>84% | 92<br>9% | 75<br>7% |
| 465<br>29% | 626<br>39% | 285<br>18% | 231<br>!4% | 1,166 | 965<br>82,5% | 5<br>0,5% | 196<br>17% |

સૌ ભેગાં રહે છે, ભાગલા પાડવાની વાત જ નથી. તેમને ૪-૫ માણસો માટેની ફાળવણી મળે છે. તેની ખેતીમાં કુટુંબના બધા સભ્યોની મહેનતની જરૂર બેશક નથી પડતી. એટલે બે કે ત્રણ દીકરા કોઈ બહારના અથવા સ્થાનિક ઉદ્યોગમાં નિયમિત કામ કરે છે, માત્ર ખડ વાઢવાના દિવસોમાં ઉદ્યોગનું કામ થોડો વખત મૂકી દઈને કુટુંબને ખેતરના કામમાં મદદ કરે છે. કુટુંબના અલગ અલગ સભ્યો પોતપોતાની કમાણી પોતે નથી રાખી લેતા પરંતુ સૌની સહિયારી કમાણીમાં ભેળવી દે છે. બીજા સાનુકૂળ સંજોગોની મદદ મળતાં, સૌની એકત્રિત આવક કુટુંબની જરૂરિયાતો સંતોષવા માટે જરૂરી ખર્ચથી સારી પેઠે વધી જાય છે. પૈસા બચાવવામાં આવે છે, અને તેના પરિણામે કુટુંબ બહેતર સંજોગોમાં ઉદ્યોગ ચલાવી શકે છે: કાચો માલ સીધો ઉત્પાદકો પાસેથી રોકડે ખરીદી શકે છે, પોતાના ઉત્પાદનનો માલ સારી કિંમત મળે ત્યારે વેચી શકે છે, અને તરેહવાર 'મજૂરો, પૂરા પાડનારા માણસો', વેપાર કરતાં સ્ત્રીપુરુષો, વગેરેની મદદ વગર ચલાવી લઈ શકે છે.

"એકબે મજૂરોને કામે રાખવાનું અથવા સાવ સ્વતંત્ર રીતે કોઈ કામ કરવાની શક્યતા ખોઈ બેઠેલા ગરીબ કિસાનોને ઘરમાં કરવા કામ આપવાનું શક્ય બને છે. ઉપરોક્ત ગજાદાર કુટુંબ માટે એ અને બીજા એવા સંજોગોમાં એટલો ફાયદો મેળવવાની શક્યતા ઊભી થાય છે કે જે તેની પોતાની મહેનત પૂરતો જ મર્યાદિત નથી હોતો. અમે અહીંયાં એવા દાખલાઓની વાત બેશક નથી કરતા કે જેમાં એવા કુટુંબોમાંથી કુલકો, ધુતારાઓ, તરીકે ઓળખાતા માણસો આગળ આવતા હોય છે; અમે તો કિસાન વસતિમાંની એકદમ સાધારણ ઘટનાઓનું પરીક્ષણ કરી રહ્યા છીએ. સંચયના બીજા ગ્રંથમાં અને છઠ્ઠા ગ્રંથના પહેલા ખંડમાં આપવામાં આવેલાં કોષ્ટકો સાફ બતાવે છે કે કિસાનપ્રજાના એક વિભાગમાં સંજોગો બદતર બનતા જાય ત્યારે, મોટા ભાગના દાખલાઓમાં, બીજા, સરખામણીમાં નાના, વિભાગની અથવા વ્યક્તિગત સભ્યોની સમૃદ્ધિમાં વધારો થતો હોય છે.

"ઔદ્યોગિક કામધંધા જેમ જેમ ફેલાતા જાય તેમ તેમ બહારની દુનિયા, શહેરો, આ દાખલામાં મોસ્કો, સાથેના સંબંધો વધતા જાય છે, મોસ્કોના કેટલાક રિવાજો ગામોમાં પેસારો કરતા જાય છે અને ચોક્કસ રૂપે એવા વધારે સમૃદ્ધ કુટુંબોમાં જ નજરે પડે છે. તેઓ સમોવારો અને ખાનપાનમાં ઉપયોગ માટે કાચની તથા ચિનાઈ માટીની વસ્તુઓ ખરીદે છે, "વધારે સુઘડ" કપડાં પહેરે છે. એ સુઘડતા શરૂઆતમાં પુરુષોની બાબતમાં કાથીનાં પગરખાંના સ્થાને બૂટનું રૂપ લે છે, અને સ્ત્રીઓમાં ચામડાના જોડા અને બૂટ જાણે વધારે સુઘડ પહેરવેશનું પરમ ગૌરવ બની રહે છે, તેઓ ઝળકતાં પચરંગી સુતરાઉ કપડાં તથા રૂમાલો, ભાતીગળ ગરમ શાલો, અને એવી બીજી મોહિનીઓને વધારે પસંદ કરવા લાગે છે.

"...કિસાન કુટુંબોમાં "યુગોથી" રિવાજ ચાલતો રહ્યો છે કે પત્ની પતિનાં, પોતાનાં, અને બાળકોનાં કપડાંલત્તાંનો બંદોબસ્ત કરે... તેઓ જ્યાં સુધી પોતાનું શણ ઉગાડી લેતાં હતાં ત્યાં સુધી કપડાંલત્તાં માટે કાપડ તથા બીજી સામગ્રીની ખરીદીમાં ઓછા પૈસા ખર્ચવા પડતા હતા, અને એ પૈસા મરઘાંબતકાં, ઈંડાં, મશરૂમ, બેરીફળો, સૂતરની ફાલતુ આંટીઓ, અથવા તાપડાના કકડા વેચીને મેળવી લેવામાં આવતા. બાકીનું બધું ઘરમાં બનાવી લેવામાં આવતું. એવા સંજોગો, અર્થાત્ જે બધી ચીજો બનાવવાની અપેક્ષા કિસાન સ્ત્રીઓ પાસેથી રાખવામાં આવતી હતી તેમનું ઘરેલુ ઉત્પાદન, અને સ્ત્રીઓ ખેતરના કામ પછી બચતો ફુરસદનો બધો વખત એ ચીજો બનાવવામાં ગાળતી હતી

એ હકીકત, પ્રસ્તુત દાખલામાં વોરોનોવો તાલુકાનાં ગામોમાં લેસ ઉદ્યોગના અત્યંત ધીમા વિકાસનો ખુલાસો પૂરો પાડે છે. લેસ બનાવવાનું કામ મુખ્યત્વે તો વધારે સમૃદ્ધ અથવા વધારે મોટાં કુટુંબોની, જેમાં શણ કાંતવાનું અથવા તાપડાં વણવાનું બધી સ્ત્રીઓ માટે જરૂરી નહોતું બનતું એવાં કુટુંબોની, યુવાન સ્ત્રીઓ કરતી. પરંતુ સસ્તું સુતરાઉ કાપડ ધીરે ધીરે તાપડાની હકાલપટ્ટી કરવા લાગ્યું, અને તેમાં બીજા સંજોગો ઉમેરાયા: કાં તો શણનો પાક ન ઊતરે, અથવા પત્નીને પતિ માટે રાતું સુતરાઉ ખમીસ બનાવવાનું તથા પોતાને માટે વધારે રૂપકડો પોશાક બનાવવાનું મન થાય, અને એ રીતે કિસાનોનાં કપડાંલત્તાં માટે ઘરમાં તાપડાનું જુદીજુદી જાતનું કાપડ તથા રૂમાલો વણવાનો રિવાજ ધીરે ધીરે ખતમ થઈ ગયો અથવા બહુ મર્યાદિત બની ગયો. અને પહેરવેશમાં પણ પરિવર્તન થયું, અમુક અંશે એવા કારણસર કે હાથવણાટના કાપડનું સ્થાન કારખાનાંમાં વણાયેલા કાપડે લઈ લીધું...

"...મોટા ભાગની વસતિ વેચાણ માટે ચીજો બનાવવાની પૂરી કોશિશો કરે છે અને બાળકોને પણ એવા કામમાં લગાવે છે, એ બાબતનો ખુલાસો તેમાં જોવા મળે છે."

સાવચેત નિરીક્ષકનું એ અણઘડ વૃત્તાંત સાફ બતાવે છે કે આપણા કિસાન સમુદાયોમાં સામાજિક શ્રમના વિભાજનની પ્રક્રિયા કેવી રીતે થાય છે, તે પણ્ય ઉત્પાદનની [અને એટલે બજારની] વૃદ્ધિમાં કેવી રીતે પરિણમે છે, અને એ પણ્ય ઉત્પાદન આપમેળે, અર્થાત્ તે ઉત્પાદકને બજાર સાથે જે સંબંધોમાં મૂકે છે એ જ સંબંધોને કારણે, કેવી રીતે માનવીય શ્રમશક્તિની ખરીદી અને વેચાણ "અત્યંત સાધારણ ઘટના" બની જવામાં પરિણમે છે.

## ૮

અંતમાં, વિવાદના સવાલને—મારા ખ્યાલ મુજબ તારવણીઓ, આલેખનો, અને ફોર્મ્યુલાઓના વધારે પડતા ભાર તળે દબાયેલા સવાલને—"ચાલુ વિચારો"ના નવીનતમ અને અત્યંત જાણીતા પ્રતિનિધિઓમાંના એકની દલીલના પરીક્ષણ મારફત ચિત્રિત કરવાનું કદાચ સાર્થક ગણાશે.

મારો નિર્દેશ મિસ્ટર નિકોલાઈ—ઓન તરફ છે.*

---

*કહેવાની જરૂર નથી કે અહીંયાં તેની સમગ્ર કૃતિના પરીક્ષણનો સવાલ હોઈ શકે જ નહિ, તેને માટે તો અલગ પુસ્તક લખવાની જરૂર પડે. અમે તેની માનીતી દલીલોમાંથી માત્ર એકનું જ પરીક્ષણ કરી શકીએ એમ છીએ.

તે આંતરિક બજારના "સંકોચનને" તથા કિસાનોની ખરીદશક્તિમાં "ઘટાડાને" રશિયામાં મૂડીવાદના વિકાસના માર્ગમાં મોટામાં મોટો "અવરોધ" ગણે છે. તે જણાવે છે કે હાથકારીગરોના ઉદ્યોગોના મૂડીવાદીકરણે માલના ઘરેલુ ઉત્પાદનની હકાલપટ્ટી કરી, કિસાનોને કપડાંલત્તાં ખરીદવાં પડે એવી હાલત પેદા થઈ. તેને માટે પૈસા મેળવવા કિસાને શક્તિ રેડીને પોતાની ખેડજમીન વિસ્તારવાનો રસ્તો લીધો, પરંતુ ફાળવણીની જમીન અપૂરતી હતી એટલે તે એવા વિસ્તરણને તર્કસંગત ખેતીની મર્યાદાઓની પાર ખૂબ દૂર સુધી લઈ ગયો; તેણે સાંથની જમીન માટેની ચુકવણીને ખોફનાક ઊંચી કક્ષાએ ચડાવી દીધી, અને અંતમાં તે પાયમાલ થઈ ગયો. મૂડીવાદે પોતાની જ કબર ખોદીને તૈયાર કરી દીધી, "જનતાના અર્થતંત્ર"ને ૧૮૯૧ની ભયંકર કટોકટીમાં ધકેલી દીધું અને... તેના પગ તળે ધરતી નહોતી એટલે, તેનામાં "એ જ માર્ગે આગળ ધપતા રહેવાની" શક્તિ નહોતી એટલે, તે થંભી ગયો. "આપણે યુગ-પુનિત જનતાની પદ્ધતિને તજી દીધી હોવાનું" ભાન થતાં રશિયા હવે... "ગ્રામસમાજમાં મોટા પાયાનું ઉત્પાદન દાખલ કરવા" સત્તાધારીઓના હુકમોની વાટ જોઈ રહ્યું છે.

એ "નિરંતર નવા" (રૂસી નરોદવાદીઓ માટે) સિદ્ધાંતની બેહૂદગી શેમાં છે?

શું એ બાબતમાં કે લેખક "ઉત્પાદનનાં સાધનો માટે ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદન"નો મર્મ નથી સમજતો? બેશક નહિ જ. મિસ્ટર નિક.—ઓન એ નિયમની બહુ સારી જાણકારી ધરાવે છે અને તેની કામગીરી આપણા દેશમાંયે ચાલતી હોવાના ઉલ્લેખો પણ કરે છે (પૃષ્ઠ ૧૮૬, ૨૦૩-૪). એટલું ખરું કે પોતાને આંતરવિરોધોના ફટકા લગાવવાની ખાસ વૃત્તિને લીધે તે એ નિયમને ક્યારેક (જુઓ પૃષ્ઠ ૧૨૩) ભૂલી જાય છે, પરંતુ દેખીતી વાત છે કે એવા આંતરવિરોધોને સુધારી લેવાથી લેખકની મુખ્ય (ઉપરોક્ત) દલીલ બિલકુલ નહિ સુધરે.

તેના સિદ્ધાંતની બેહૂદગી આ દેશમાંના મૂડીવાદનો ખુલાસો આપવાની તેની અશક્તિમાં અને તેને વિશેની દલીલોને નિર્ભેળ કલ્પનાવિહાર ઉપર આધારિત રાખવામાં સમાયેલી છે.

કારખાનામાં બનતી ચીજોએ ઘરમાં બનતી ચીજોની હકાલપટ્ટી કરી હોવાથી પાયમાલ બની ગયેલી "કિસાનપ્રજાને" મિસ્ટર નિક.—ઓને સમશીલ,

આંતરિક રીતે સુઘટિત, અને જીવનની વિવિધ ઘટનાઓની પ્રતિક્રિયા એક માનવી તરીકે કરતું કશુંક ગણી લીધું છે.

વાસ્તવિકતામાં એવી જાતનું કશું અસ્તિત્વમાં નથી. રશિયામાં ઉત્પાદક એકમો (કિસાન કુટુંબો) અલગ અલગ અસ્તિત્વમાં ન હોત તો પણ્ય ઉત્પાદનનો ઉદય શક્ય બન્યો જ ન હોત, અને સૌ જાણે છે કે વાસ્તવમાં આપણો દરેક કિસાન પોતાની ખેતી સંગાથી કિસાનોથી અલગ અને સ્વતંત્ર રીતે કરતો હોય છે, તે પેદાશોનું ઉત્પાદન એકમાત્ર પોતાના જ જોખમે કરે છે, અને એ પેદાશો તેની ખાનગી મિલકત બની રહે છે, તે "બજાર" સાથે સંબંધમાં પોતાની મેળે જ આવે છે.

આપણે જોઈએ કે "કિસાનપ્રજા"ની અંદર સ્થિતિ કેવી છે.

"કિસાનને પૈસાની જરૂર હોવાથી તે પોતાની ખેડજમીનને વધારે પડતી વિસ્તારે છે અને પાયમાલ થઈ જાય છે."

પરંતુ માત્ર સમૃદ્ધ કિસાન જ, વાવણી માટે બિયાં અને પૂરતા પ્રમાણમાં ઢોરઢાંખર તથા ઓજારો ધરાવતો કિસાન જ, પોતાની ખેડજમીનને વિસ્તારી શકે. એવા કિસાનો (અને આપણે જાણીએ છીએ તેમ, તેઓ લઘુસંખ્યામાં છે) ખરેખર એટલી હદે પોતાની ખેડજમીન વધારતા અને ખેતી વિસ્તારતા હોય છે કે મજૂરોની મદદ વગર કામને પહોંચી વળવાનું તેમને માટે અશક્ય બની જાય છે. પરંતુ મોટા ભાગના કિસાનો પોતાને જરૂરી પૈસા ખેતી વિસ્તારીને મેળવવા સાવ અશક્ત હોય છે કેમ કે તેમની પાસે કોઈ જાતનો સંઘરો બિલકુલ નથી હોતો અને ઉત્પાદનનાં સાધનો પૂરતા પ્રમાણમાં નથી હોતાં. એવો કિસાન પૈસા મેળવવા માટે "બહારનાં કામ" ગોતે છે, એટલે કે પોતાની પેદાશને નહિ પરંતુ પોતાની શ્રમશક્તિને બજારમાં લઈ જાય છે. સ્વાભાવિક રીતે જ, ઘર મૂકીને દૂર કામ કરવાથી ખેતી વધારે કથળે છે, કિસાન અંતમાં પોતાની ફાળવણી ગ્રામસમાજના ધનવાન સંગાથી કિસાનને પટ્ટે આપી દે છે. એ ધનવાન કિસાન એવી રીતે પોતાની ખેતી વિસ્તારે છે, અને સમજી શકાય એવી વાત છે કે ભાડે રાખેલી જમીનની પેદાશ પોતે નથી વાપરતો પરંતુ તેને **બજારમાં** મોકલે છે. આપણને જોવા મળે છે કે "લોકો ગરીબીમાં ધકેલાઈ જાય છે", મૂડીવાદ વૃદ્ધિ પામે છે, અને બજારનું વિસ્તરણ થાય છે. પરંતુ વાત એટલી જ નથી. આપણો ધનવાન કિસાન પોતાની વિસ્તારિત ખેતીમાં પૂરેપૂરો ડૂબી ગયેલો હોય છે, હવે અગાઉની જેમ પોતાને જરૂરી ચીજો, સમજો કે પગરખાં, પોતે નથી બનાવી શકતો: તેને માટે પગરખાં ખરીદવાનું વધારે લાભકારક હોય

છે. અને ગરીબીમાં ધકેલાઈ ગયેલા કિસાનને પણ પગરખાં ખરીદવાં પડે છે, તે એવા સાદા કારણસર ખેતરમાં પગરખાં નથી બનાવી શકતો કે હવે તેની પાસે ખેતર હોતું જ નથી. એટલે પગરખાંની માંગ ઊભી થાય છે અને અનાજનો, પોતાની ખેતીના પ્રગતિશીલ વલણ થકી મિસ્ટર વી. વી.ના હૃદયને સ્પર્શી જતા સાહસિક કિસાને વિપુલ પ્રમાણમાં પેદા કરેલા અનાજનો, પુરવઠો અસ્તિત્વમાં આવે છે. પાડોશમાં પગરખાં બનાવતા હાથકારીગરોની હાલત પણ હમણાં જ વર્ણવવામાં આવેલા ખેતીકારો જેવી જ હોય છે: પડતીમાં સરકતા રહેતા ખેતરમાં સાવ ઓછું અનાજ પેદા થાય છે, એટલે અનાજ ખરીદવા માટે પગરખાંનું ઉત્પાદન વધારવાનું જરૂરી બને છે. ફરી વાર, બેશક બચત ધરાવતો હાથકારીગર જ, એટલે કે લઘુસંખ્યાનો પ્રતિનિધિ જ, ઉત્પાદન વધારે છે; તે મજૂરોને કામે રાખી શકે છે, અથવા ગરીબ કિસાનોને ઘરમાં કરવા કામ આપી શકે છે. પરંતુ હાથકારીગરોની બહુસંખ્યાના સભ્યો તો પોતાના કારોબારને વિસ્તારવાનો વિચાર પણ નથી કરી શકતા: તેઓ ધનવાન ખરીદશાહ પાસેથી "કામ મેળવીને", એટલે કે પોતાના એકમાત્ર પણ્યનો, પોતાની શ્રમશક્તિનો, ગ્રાહક મેળવીને, રાજી થઈ જાય છે. વળી આપણને જોવા મળે છે કે લોકો ગરીબીમાં ધકેલાઈ જાય છે, મૂડીવાદ વૃદ્ધિ પામે છે, અને બજારનું વિસ્તરણ થાય છે; શ્રમના સામાજિક વિભાજનના અધિક વિકાસ તથા તીવ્રીકરણને નવો પ્રવેગ આપવામાં આવે છે. એ ગતિનો અંત ક્યાં આવશે? કોઈ ન કહી શકે, તેની શરૂઆત ક્યાં થયેલી એ જેમ કોઈ ન કહી શકે એમ જ, અને આખર તો એ વાત મહત્ત્વની નથી. મહત્ત્વની વાત તો એ છે કે આપણી સમક્ષ એક જ, જીવંત, સમન્વિત, પ્રક્રિયા ઉપસ્થિત છે, પણ્ય ઉત્પાદનના વિકાસની અને મૂડીવાદની વૃદ્ધિની પ્રક્રિયા ઉપસ્થિત છે. ગામોમાં "અવકિસાનીકરણ" આપણને એ પ્રક્રિયાની શરૂઆત, ઉદ્ભવ, આરંભની કક્ષાઓ, બતાવે છે; શહેરોમાં મોટા પાયાનો મૂડીવાદ આપણને એ પ્રક્રિયાનો અંત, વૃત્તિ, બતાવે છે. એ પરિઘટનાઓને નોખી પાડી નાખવાની કોશિશ કરો, તેમનું પરીક્ષણ અલગ અલગ અને એકબીજીથી સ્વતંત્ર રીતે કરવા મથો, તો દલીલને એકસૂત્રે સાંકળી નહિ શકો; એક પરિઘટનાનો કે બીજી પરિઘટનાનો, લોકો ગરીબીમાં ધકેલાઈ જાય છે એ બાબતનો કે મૂડીવાદની વૃદ્ધિનો, ખુલાસો નહિ આપી શકો.

પરંતુ શરૂઆત કે અંત વગરની એવી દલીલો રજૂ કરનારાઓ પ્રક્રિયાનો ખુલાસો નથી આપી શકતા અને મોટે ભાગે તો એવું નિવેદન કરીને પરીક્ષણને

પડતું મૂકી દે છે કે બે પરિઘટનાઓમાંની—એકસરખી રીતે તેમની સમજણમાં ન ઊતરતી બે પરિઘટનાઓમાંની—એક [અને, બેશક, ચોક્કસ રૂપે એ જ પરિઘટના કે જે "ટીકાત્મક ચિંતન કરતી વ્યક્તિની નૈતિક રીતે વિકસિત ભાવના"નો વિરોધ કરતી હોય છે] "બેહૂદી", "આકસ્મિક", તથા "હવામાં લટકતી" છે.

વાસ્તવિક પરિસ્થિતિમાં જે "હવામાં લટકે" છે એ તો માત્ર તેમની પોતાની દલીલો જ છે.

૧૮૯૩ની શરદમાં લિખિત

## ટિપ્પણીઓ

[1] લેનિનની કૃતિ '**કહેવાતો બજારોનો સવાલ**' ૧૮૯૩ની શરદમાં સેંટ-પિટર્સબર્ગમાં લખવામાં આવી હતી.

આ કૃતિમાં જોવા મળતા વિચારોની રૂપરેખા લેનિને પહેલી વાર સેંટ-પિટર્સબર્ગના માર્ક્સવાદીઓના વર્તુળની (તે "પ્રાચીનો"ના વર્તુળ તરીકે ઓળખાતું હતું) સભામાં, વર્તુળના એક સભ્ય ક્રાસિનના વ્યાખ્યાનની ચર્ચા કરતી વેળા, દોરી હતી.

લેનિને વર્તુળની બેઠકમાં પોતાના પ્રવચનમાં તેમ જ 'કહેવાતો બજારોનો સવાલ' નામે કૃતિમાં ક્રાસિનની ભૂલો બતાવી છે. ક્રાસિન વિદેશી બજારોના અસ્તિત્વને મૂડીવાદી ઉત્પાદનની આવશ્યક શરત ગણતો હતો અને સામાજિક ઉત્પાદનના બે પેટા-વિભાગો વચ્ચે કોઈ જાતના જોડાણને નકારતો હતો. લેનિને સાથોસાથ રશિયામાં મૂડીવાદના ભાવિ વિશે ઉદારમતવાદી નરોદવાદીઓના વિચારોની તેમ જ ઊગતા સુધારણાવાદી વલણની, "કાનૂની માર્ક્સવાદ"ના પ્રતિનિધિઓના દૃષ્ટિકોણની, સખત ટીકા કરી છે. લેનિને આ કૃતિના મુખ્ય નિષ્કર્ષોનું વિગતવાર નિરૂપણ આગળ જતાં «*The Development of Capitalism in Russia*» નામે પુસ્તકમાં કર્યું છે.—૫પૃ.

[2] ટેકનિકલ પ્રગતિને આવરી લેતા વિસ્તારિત પુનરુત્પાદનનું કોષ્ટક લેનિનની હસ્તપ્રતમાં જેવું હતું એવું જ અહીંયાં રજૂ કરવામાં આવ્યું છે, આંકડાઓમાં ક્યાંક ક્યાંક રહી ગયેલી ગલતીઓથી દલીલના પ્રવાહમાં અને સામાન્ય નિષ્કર્ષોમાં કશો ફરક નથી પડતો.—પૃ. ૧૩

[3] "વપરાશનાં સાધનો માટે ઉત્પાદનનાં સાધનો"ની કલમમાં કુલ સરવાળો I (v+s) સામેલ છે, અને એ કુલ સરવાળામાં સંચયના હેતુ માટેનો

ભાગ સામેલ છે. એટલું ધ્યાનમાં રાખવાનું છે કે I વિભાગમાં નવ-સર્જિત મૂલ્યનો અમુક ભાગ એવાં ઓજારો તથા સામગ્રીમાં મૂર્ત થયેલો છે કે જે II વિભાગ માટેનાં ઉત્પાદનનાં સાધનો નથી પરંતુ I વિભાગ માટેનાં વધારાનાં ઉત્પાદનનાં સાધનો (ઉત્પાદનનાં સાધનોની ફરી સ્થાપના ઉપરાંત) છે. ઉત્પાદનનાં સાધનોના ઉત્પાદનમાંથી કયો ભાગ II વિભાગ માટે છે અને કયો ભાગ I વિભાગમાં રહે છે, તેની તારવણી અનુગામી વર્ષમાં બન્ને વિભાગોમાં વાસ્તવમાં કામગીરી કરતી સ્થાયી મૂડીના પ્રમાણમાંથી કરી શકાય.

વાચનામાં આપેલા કોષ્ટકમાં જોઈ શકાય છે કે લેનિનની હસ્તપ્રતમાં બે ભૂલો આવી ગઈ છે—૩૧૭૨$\frac{૧}{૨}$ ને બદલે ૩૧૭૨ અને ૧૦૮૩૦ને બદલે ૧૦૮૨૮$\frac{૧}{૨}$ લખેલ છે.—પૃ. ૧૪

[4] અહીંયાં લેનિને માર્ક્સની કૃતિ 'મૂડી'ના બીજા ગ્રંથમાંથી (૧૮૮૫ની જર્મન આવૃત્તિ) પોતે જ અનુવાદ કરેલાં અવતરણો ટાંક્યાં છે.—પૃ. ૧૬

[5] **નરોદવાદ**—ઓગણીસમી સદીના સાતમા તથા આઠમા દાયકા દરમિયાન રશિયન ક્રાંતિકારી આંદોલનનું એક નિમ્ન-મૂડીવાદી આંદોલન. નરોદવાદીઓનું ધોરણ એવું હતું કે રશિયામાં મૂડીવાદ તો આકસ્મિક પરિઘટના છે એટલે દેશમાં સર્વહારા વર્ગનો વિકાસ નહિ થાય. તેઓ કિસાનપ્રજાને મુખ્ય ક્રાંતિકારી પરિબળ ગણતા હતા, અને સમાજવાદના વિકાસ માટે ગ્રામ સમાજને આધાર માનતા હતા.—પૃ. ૧૯

[6] અહીંયાં લેનિને માર્ક્સની કૃતિ 'મૂડી'ના પહેલા ગ્રંથમાંથી (૧૮૭૨ની બીજી જર્મન આવૃત્તિ) અવતરણો ટાંક્યાં છે.—પૃ. ૨૮

[7] **પ્લ્યુશ્કીન**—નિકોલાઈ ગોગોલની 'મૃત આત્માઓ' નામે કૃતિનું એક પાત્ર, કંજૂસ જમીનદાર. એ નામ અતિ લોભનું પ્રતીક બની ગયું છે.—પૃ. ૩૩

## નામ નિર્દેશિકા

## મ

**માર્ક્સ, કાર્લ** (Marx, Karl) (૧૮૧૮-૧૮૮૩)—વૈજ્ઞાનિક સામ્યવાદના સંસ્થાપક, આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગના નેતા અને ગુરુ.—૫, ૬, ૧૦-૧૬, ૨૭, ૩૪

## વ

વી. વી.—જુઓ વોરોન્ત્સોવ, વાસીલી પાવ્લોવિચ.

**વોરોન્ત્સોવ, વાસીલી પાવ્લોવિચ** (૧૮૪૭-૧૯૧૮)—રશિયન અર્થશાસ્ત્રી તથા પત્રકાર, કેટલાંક પુસ્તકોનો લેખક. તેમાં તેણે સાબિત કર્યું હતું કે મૂડીવાદી સંબંધોના વિકાસના સંજોગો રશિયામાં અસ્તિત્વમાં નહોતા, અને તેણે નાના પણ્ય ઉત્પાદકના રક્ષણની હિમાયત કરી હતી, તથા કિસાન ગ્રામસમાજનું આદર્શીકરણ કર્યું હતું.—૩૫, ૩૭, ૫૪

## સ

**સીનિયર, નાસાઉ-વિલિયમ** (Senior) (૧૭૯૦-૧૮૬૪)—અંગ્રેજ અર્થશાસ્ત્રી. તે કારખાનદારોનાં હિતોની હિમાયત કરતો હતો, અને ઇંગ્લૅંડમાં કામદિનને ટૂંકો કરવાનો વિરોધી હતો.—૧૬

## પ્રકાશકો તરફથી

(અંગ્રેજી કોષ્ટકોની સમજણ માટે)

capital — મૂડી

product — પેદાશ

means of production as means of — ઉત્પાદનનાં સાધનો માટે ઉત્પાદનનાં સાધનો

means of consumption — વપરાશનાં સાધનો

aggregate social product — એકંદર સામાજિક પેદાશ

producers — ઉત્પાદકો

branch of industry — ઉદ્યોગની શાખા

total — કુલ

natural consumption — કુદરતી વપરાશ

market — બજાર

sells — વેચે છે

buys — ખરીદે છે

annual average for — વાર્ષિક સરેરાશ

sown — વાવણી

harvested — કાપણી

thousands of chetverts (minus seed) — હજારોમાં ચેતવેર્ત (બિયાં સિવાય)

yield (times) — પેદાશ (કેટલી વાર)

population (thousands) — વસતિ (હજારોમાં)

groups of peasants according to economic strength— આર્થિક શક્તિ અનુસાર કિસાનોનાં જૂથો

poor group — ગરીબ જૂથ

middle group — મધ્યમ જૂથ

prosperous group — સમૃદ્ધ જૂથ

number of households — કુટુંબોની સંખ્યા

crop area (dess.) — ખેડજમીન (દેસ્યાતીન)

crop area per household — કુટુંબ દીઠ ખેડજમીન (દેસ્યાતીન)

out of 100 dess. under crops — ૧૦૦ દેસ્યાતીન ખેડજમીનમાંથી

farm-service area — ખેતી સંબંધી વિસ્તાર

food area — ખોરાક વિસ્તાર

fodder area — ખાણચારાનો વિસ્તાર

commercial area — વ્યાપારી વિસ્તાર

cash income — રોકડ આવક

per dess. under crops — ખેડજમીનના દેસ્યાતીન દીઠ

per household — કુટુંબ દીઠ

[illegible]al under crops (dessiatines) — કુલ ખેડજમીન (દેસ્યાતીન)

average under crops in each group — દરેક જૂથમાં સરેરાશ ખેડજમીન

of which, commercial areas — તેમાંથી વ્યાપારી વિસ્તારો

cultivating up to 5 dess. — પાંચ દેસ્યાતીન સુધીની ખેડજમીન

number of householders — કુટુંબોની સંખ્યા

volost — તાલુકો

uyezd — જિલ્લો

horses — ઘોડા

cows — ગાયો

per 100 persons of both sexes — એકસો નરનારી દીઠ

small livestock — નાનાં પશુ

number of householders owning — મિલકત મુજબ કુટુંબોની સંખ્યા

more than 3 horses — ત્રણથી વધારે ઘોડા

number of horses owned by householders having — કુટુંબોની મિલકત મુજબ ઘોડાની સંખ્યા

number of allotmentholding householders — ફાળવણીઓ ધરાવતાં કુટુંબોની સંખ્યા

cultivating allotment — ફાળવણીમાં ખેતી કરતાં

themselves — પોતે

with hired labour — મજૂરો રાખીને

not cultivating land — ખેતી ન કરતાં

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ, તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)